# મુક્તિનું રહસ્ય.



મ. ન. દોશી.

# મુક્તિનું રહસ્ય.

(શ્રીયુત સી. જીનરાજદાસ એમ. એ. કૃત
Release પુસ્તકનો અનુવાદ.)

અનુવાદક,

મણિલાલ નથુભાઇ દોશી, બી. એ.
રતનપોળ—અમદાવાદ.

પ્રકાશક,

મોતીલાલ અમરતલાલ પટેલ.
વડવાળી પોળ, શાહપુર—અમદાવાદ.

પ્રત ૫૦૦ આવૃત્તિ ૧લી. સન ૧૯૨૭.

અમદાવાદ—ધી "ડાયમંડ જ્યુબિલિ" પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

મૂલ્ય ત્રણ આના.

# પ્રસ્તાવના.

'મુક્તિનું રહસ્ય' એ 'થીઑસૉફીકલ સોસાયટીના ઉપપ્રમુખ, શ્રી જીનરાજદાસ એમ. એ. ના Release' નામના અંગ્રેજી પુસ્તકનું ભાષાન્તર છે. આ અંગ્રેજી પુસ્તક વાંચવા પહેલાં જેમ શ્રી જીનરાજદાસના "The Wonder Child" નામનું અંગ્રેજી પુસ્તક વાંચવાની જરૂર છે, તેમ આ "મુક્તિનું રહસ્ય"નુ પુસ્તક વાંચવા પહેલાં "ધર્મપુત્ર" જે "The Wonder Child" નું ભાષાન્તર છે તે, વાંચી જવાની જરૂર છે.

જેમ બ્રહ્માંડમાં ક્ષર પુરૂષ, અક્ષર પુરૂષ અને પુરૂષોત્તમ એવા ત્રણ પુરૂષો છે તેમ પિંડમાં પણ ભૂતાત્મા, જીવાત્મા અને આત્મા એવા ત્રણ પુરૂષો છે. દેહબુદ્ધિ તે ભૂતાત્મા; અહંબુદ્ધિ તે જીવાત્મા અને અનંતબુદ્ધિ તે આત્મા. 'ધર્મપુત્ર' પુસ્તકમાં જીવાત્માને 'ધર્મપુત્ર' અને આત્માને 'બ્રહ્મપુત્ર'નું નામ આપેલ છે. આ 'બ્રહ્મપુત્ર'ને આ પુસ્તકમાં 'દિવ્ય બાળક' કહેલ છે, અને તે આત્માને માટે વપરાયેલ છે. જ્યારે મનુષ્ય પોતાના ભૂતાત્માને અમુક અંશે શુદ્ધ કરે છે ત્યારે તેને જીવાત્માની શાન્તિ અમુક અંશે મળે છે અને પછી રફ્તે રફ્તે તે શાન્તિ અને શુદ્ધિ દ્વારા આત્માની શક્તિ અમુક અંશે નિત્ય જીવનમાં ઉતરી આવે છે. ભૂતાત્માની શુદ્ધિ, જીવાત્માની શાન્તિ અને આત્માની શક્તિના પ્રમાણમાં મનુષ્ય મુક્તિને માર્ગે પ્રયાણ કરે છે, અને મુક્તિનું ખરૂં રહસ્ય સમજે છે.

ભૂતાત્માનું કાર્યક્ષેત્ર સ્થૂલ શરીર, વાસના અને ચિત્ત પ્રદેશ સુધી છે. જીવાત્માનું કાર્યક્ષેત્ર મન, બુદ્ધિ અને અહંતત્વ સુધી છે, અને આત્માનું કાર્યક્ષેત્ર અનંત પોતે છે. વિચાર, વૃત્તિ અને વર્તન ભૂતાત્માનું સ્વરૂપ છે. જ્ઞાન, ઇચ્છા અને ક્રિયા એ જીવાત્માનું સ્વરૂપ છે. સત્, ચિત્ અને આનંદ એ આત્માનું સ્વરૂપ છે. ભૂતાત્માની મુક્તિ મનુષ્યનાં વિચાર, વૃત્તિ અને વર્તનની શુદ્ધિમાં સમાયેલી છે. જીવાત્માની મુક્તિ જ્ઞાન ઇચ્છા અને ક્રિયાદ્વારા પ્રાપ્ત થતી શાન્તિમાં સમાયેલી છે અને આત્મા પોતે સત્ ચિત્ અને આનંદ રૂપ હોવાથી સ્વયંમુક્ત છે. આત્માનીજ મદદથી જીવાત્મા તથા ભૂતાત્માની ખરી મુક્તિ થાય છે. મુક્તિ એટલે ગમે તે કરવાની સ્વછંદતા નહિ, પણ જે આત્મા અને પરમાત્માની ઈચ્છાની વિરૂદ્ધ હોય તે નહિ કરવાની પરમ સ્વતંત્રતા. આવી પરમ સ્વતંત્રતા આત્માની શક્તિથીજ પ્રાપ્ત થાય છે. આત્મા હમેશાં પોતાની ભૂમિકાપરજ એટલે અનંતમાંજ રહે છે. તે પ્રથમ જીવાત્માની ત્રણ શક્તિઃ જ્ઞાન, ઇચ્છા અને ક્રિયાના પર પોતાનો પ્રવાહ વહેવરાવે છે અને પછી જીવાત્મા, પોતાની શાન્તિ અને આત્માની શક્તિ ભૂતાત્મા પર નાંખે છે. જ્યારે આ શક્તિયુક્ત શાન્તિ ભૂતાત્મામાં ઉતરે છે, ત્યારે તેનો (ભૂતાત્માનો) સઘળો રાગ, વિરાગ બની જાય છે. આનું નામજ મુક્તિઃ બીજી રીતે કહો તો ભૂતાત્મા રૂપ બની ગયેલો, ભૂતાત્મામાં ખૂંચી ગયેલો જીવાત્મા તે રાગ, તે બંધ; અને આત્મા રૂપ બની ગયેલો જીવાત્મા તે વિરાગ, તે મુક્તિ. આ પુસ્તકમાં શ્રી જીનરાજદાસજીએ ભૂતાત્માભિમુખ જીવાત્માને આત્માભિમુખ

બનાવવાની ચાવી બતાવી છે; તેથી તેનું નામ Release: 'રાગ–વિરાગ' રાખેલું છે. તેને ભાષાન્તર કર્તા એ 'મુક્તિનું રહસ્ય યાને સંન્યાસ' કહેલ છે.

પહેલા પ્રકરણમાં જણાવેલી ત્રણ બ્હેનોઃ પ્રેમજીવિકા, પ્રકાશજીવિકા અને નિયમજીવિકા એ જીવાત્માની ત્રણ શક્તિઃ ક્રિયા, જ્ઞાન અને ઇચ્છાના રૂપક તરીકે છે. પ્રેમ ક્રિયાદ્વારા પ્રવર્તે છે, પ્રકાશ જ્ઞાનદ્વારા વધે છે, અને નિયમ ઇચ્છાદ્વારા સચવાય છે. ક્રિયા, જ્ઞાન અને ઈચ્છા, અથવા પ્રેમ, પ્રકાશ, અને નિયમની પછવાડે જ્યાં સુધી અહંભાવ હોય છે ત્યાં સુધી ત્યાં સત્ય સુખ, સાચી શાન્તિ કે ખરો આનંદ હોતાં નથી, પરંતુ જ્યારે ક્રિયા, જ્ઞાન અને ઇચ્છા, અથવા પ્રેમ, પ્રકાશ અને નિયમ **અનંત**ના હાથમાં સાધન રૂપ બને છે ત્યારેજ સત્ય સુખ, સાચી શાન્તિ અને ખરો આનંદ પ્રાપ્ત થાય છે, અને પ્રેમદ્વારા, પ્રકાશદ્વારા અને નિયમ દ્વારા પ્રભુ પ્રગટી નીકળે છે. પહેલા પ્રકરણમાં વર્ણવેલી ત્રણે બ્હેનોનું જીવન દિવ્યબાલક–બ્રહ્મપુત્રના સંબંધમાં આવતાં બદલાઇ ગયું છે તે ઉપરની દૃષ્ટિએ વિચાર કરતાં સહેલાઈથી સમજાય છે.

પ્રેમ, પ્રકાશ અને નિયમ એ પ્રભુતાના માર્ગો હોવા છતાં તેની પછવાડે અહંભાવ છૂપાયેલો હોય છે તો તે દુઃખને માર્ગે લઇ જાય છે, એ બીજા પ્રકરણનું રહસ્ય હોય એમ જણાય છે.

આખા વિશ્વની પછવાડે મહાન યોજના રહેલી છે. આ યોજના એજ મહેચ્છા, પ્રભુ ઇચ્છા. એ યોજના તેજ

વિજ્ઞાનવાદનો વિકાસક્રમ. ઉચ્ચ ભૂમિકા ઉપર તે મહેચ્છા છે, અને નિચેની ભૂમિકાપર તે વિશ્વતૃષ્ણા–Cosmic Desire છે. આ તૃષ્ણા આખા વિશ્વને પ્રગતિમાન રાખે છે, નિચી ભૂમિકા ઉપર, સઘળા જીવનને પ્રગતિને માર્ગે ખેંચે છે. આને સ્વભાવશાસ્ત્રીઓ, Libido કહે છે. ભૂતાત્માનો વિકાસ કરાવનાર આ વિશ્વતૃષ્ણા છે. પરંતુ તે જીવાત્માના વિકાસમાં તૃષ્ણારૂપે બંધન રૂપ છે. જ્યારે કોઇ મહાપુરૂષની કૃપા થાય છે, ત્યારે તે તૃષ્ણાનું રહસ્ય સમજે છે અને તે તેને વિશ્વયોજનાના એક અંગરૂપ જુવે છે. પછી તે તૃષ્ણાના પુરમાં તણાતો નથી પણ તે તૃષ્ણાને વિતૃષ્ણા અને દુઃખને સુખ બનાવે છે.

પ્રેમ એ પ્રભુતાનો માર્ગ છે, પ્રભુનું સ્વરૂપ છે. જેટલા પ્રમાણમાં મનુષ્ય પ્રેમ–વિશુદ્ધ પ્રેમ–ખીલવે છે તેટલા પ્રમાણમાં તે મુક્ત થતો જાય છે. પરંતુ સામાન્ય રીતે લોકો જેને પ્રેમ કહે છે તે પ્રેમ નથી, પણ સ્વાર્થયુક્ત રાગ છે, કામ છે. સત્ય પ્રેમમાં શંકા, ઇર્ષ્યા, નિરાશા, ક્રોધ, માલેકી, ઘાતકીપણું, અસત્ય, ભય, અન્યાય, અધીરાઇ, ગ્રહણભાવ, અવિચારીપણું, અને સ્વસુખના વિચારનું સ્થાન નથી. વિશુદ્ધ પ્રેમ એટલે મૈત્રી, કરૂણા, મુદિતા, સહાનુભૂતિ, ક્ષમા, આનંદપૂર્વક સર્વ દુઃખનું સહન, અર્પણ ભાવ, ત્યાગ ભાવ, ઉદાર ભાવ, અને સાર્વત્રિક ભાવ. જ્યાં આવો પ્રેમ છે ત્યાં મુક્તિ સ્વાભાવિકી છે. પ્રેમદ્વારા મુક્તિનું પ્રકરણ તથા આ પુસ્તકના અંતમાં મૂકેલો 'પ્રેમનું રહસ્ય' નામનો લેખ જે શ્રી જીનરાજદાસના એક અંગ્રેજી લેખના અનુવાદ રૂપ છે તે સત્ય પ્રેમનું સ્વરૂપ બતાવી આપે છે.

પ્રકાશ–આન્તરપ્રકાશ–પણ પ્રભુતાપ્રાપ્તિનો માર્ગ છે. એ પણ પ્રભુતાનું એક સ્વરૂપ છે. આ પ્રકાશમાં પોપટીયા જ્ઞાનનું, કુતુહલતાનું, કીર્તિભાવનું, અભિમાનનું, તૃષ્ણાનું અને અસંતોષનું સ્થાન નથી. આ પ્રકાશ અનંત છે માટે તે નમ્રતાથી ભરપુર છે, મૃત્યુના ભયથી પર છે. આ પ્રકાશ આનંદરૂપ છે. પરંતુ તેમાં 'અહં' નથી. આ પ્રકાશ આખી યોજનાનું દર્શન કરાવે છે છતાં તેમાં અંધીરાઈ નથી. આ પ્રકાશ સૌ કોઈનું ખરૂં સ્વરૂપ અને ખરૂં સ્થાન બતાવી આપે છે તેથી તેના ઉપાસકને તે મહાપ્રેમી અને પરમ આનંદી બનાવે છે. આ પ્રકાશ સૌ કોઈને 'યોऽहमस्मि ब्रह्माऽहमस्मि' નો બોધ કરાવી રહેલ છે. આ પ્રકાશમાં સૌંદર્યનો, આનંદનો, આન્તરજ્ઞાનનો, અને અનંત યુવાવસ્થાનો સમાવેશ થાય છે. આ પ્રકાશને ઉપનિષદો 'ज्ञानादेव कैवल्यम्' કહે છે.

નિયમ એ ઇશ્વરનું ઇશાન સ્વરૂપ છે. આખા વિશ્વની વ્યવસ્થા અને યોજના આ સ્વરૂપને આભારી છે. સાચા નિયમમાં સત્તા નથી પણ શાન્તિ છે. અવિચારીપણું નથી પણ પરમ જ્ઞાન છે; શુષ્કતા નથી પણ પ્રબળ પ્રેમ છે; નિર્દયતા નથી પણ દયાયુક્ત ન્યાય છે; એકતંત્રતા નથી પણ દરેકને માટેની સાચી સ્વતંત્રતા છે; તેમાં વિનાશકતા નથી પણ ચાલુ સૃજન છે, માટે તે નવીનતાથી ભરપુર છે. આ નિયમ મહા પાપીને મહાપુણ્યી, પરમાણુને પરમબ્રહ્માંડ, કંકરને શંકર બનાવી રહેલ છે, છતાં તે હુંપણાથી મુક્ત છે માટે તે મુક્તિનો એક માર્ગ છે.

આ પુસ્તકમાં બતાવેલી મુક્તિ શૂન્ય તરફ લઇજતી નથી પણ સક્રિય સેવા તરફ લઇ જાય છે. આ મુક્તિમાં સ્વાર્થભાવના નથી. 'મારી મુક્તિ' નથી પણ સર્વ જીવો અને સર્વ જીવન સાથનું ઐક્ય છે. 'यद्भूमा तत्सुखम्'નો ભાવ આમાં રહેલો છે. આમાં વ્યક્તિ નથી; સમષ્ટિ છે. બીજાને મુક્તિને માર્ગે ચઢાવનારજ આ મુક્તિનું રહસ્ય સમજી શકે છે. આ મુક્તિમાં અનંત ક્રિયા અને અનંત શાન્તિ, અનંત વિકાસ અને પરમ પૂર્ણતા સાથે રહેલાં છે. આવી મુક્તિ—જીવનમુક્તિ—આત્માની, 'બ્રહ્મપુત્ર'ની 'દિવ્યબાળક'ની કૃપાથી પ્રાપ્ત થાય છે, અને તે यं एष वृणुते तेन लभ्या છે.

આ પુસ્તકમાં વર્ણવેલી 'અદ્‌ભુત કુમારિકા' એ કદાચ આત્માની **પરાશક્તિ** હોય. આ શક્તિમાં ક્રિયા, જ્ઞાન અને ઇચ્છા, પ્રેમ, પ્રકાશ અને નિયમ સમાઇ જાય છે. આ શક્તિ સૂર્ય અને તેના પ્રકાશની માફક આત્માની સાથેજ રહેલી છે; માટે તેને 'દિવ્ય બાળક'ની ભગિની ગણવામાં આવી છે. આ શક્તિદ્વારા આત્મા પોતાનું કાર્ય નીચેની ભૂમિકાપર પણ કરી શકતો હોય એમ જણાય છે માટે આ 'અદ્‌ભુત કુમારિકા' 'દિવ્યબાલક'ના ગમન પછી પણ લોકોને સન્માર્ગે દોરવાનું અતે પ્રોત્સાહન આપવાનું કાર્ય કરે છે.

'દિવ્ય બાલક'નું—આત્માનું—ખરૂં રહસ્ય જીવન મુક્ત પુરૂષોજ સમજે છે. મુક્તિમાર્ગની પહેલી દીક્ષાએ એ રહસ્યની સહજ ઝાંખી થાય છે. પછી તે દરેક દીક્ષાએ વધતી જાય છે. અન્તે તેનું સંપૂર્ણ રહસ્ય જીવનમુકતની દીક્ષા લીધા પછી સમજાય છે. જેમ એક બાળકને બાલ્યાવસ્થામાં અક્ષર

લખવા શિખવું એ બહુ કષ્ટનું કામ છે, અને તેને તે માટે બહુ ધ્યાન આપવું પડે છે; પરંતુ જ્યારે તેને લખવાનો માવરો વધે છે અને તે બાળક મોટું થાય છે ત્યારે લખવાની ટેવ સહજ થઈ જાય છે. તેવીજ રીતે આત્માને અમુક સમય સૂધી જીવાત્માના વિકાસ માટે બહુ ધ્યાન આપવું પડે છે, પરંતુ જ્યારે તે જીવાત્માને પોતારૂપ બનાવી લે છે, ત્યારે તેને તેના તરફ બહુ લક્ષ આપવું પડતું નથી. આ સ્થિતિ તે દિવ્યબાલકના 'ગમન'નું સૂચન કરે છે. તેના ગમન પછી ત્રણે બ્હેનો: પ્રેમજીવિકા પ્રકાશજીવિકા અને નિયમજીવિકા તેની સંદેશવાહિનીઓ થાય છે. એ આત્મા અને જીવાત્માની એકરૂપતા બતાવે છે. 'દિવ્યબાળક' ત્રણ બ્હેનોથી જુદા પડતી વખતે ત્રણેને જુદી જુદી રીતે મળે છે. એ પ્રેમ,પ્રકાશ, અને નિયમદ્વારા, આત્માની કાર્યપદ્ધતિ ભિન્ન ભિન્ન હોય છે એમ બતાવે છે.

જેમ સૂર્યમંડળના સઘળા ગ્રહો સૂર્યની પ્રદક્ષિણા કરે છે અને સૂર્ય તેના આખા મંડળ સાથે કોઇ મધ્યવર્તી સૂર્યની પ્રદક્ષિણા કરે છે તેમ ભૂતાત્માનો સૂર્ય જીવાત્મા છે, જીવાત્માનો સૂર્ય આત્મા છે; અને આત્મા પણ તેની સમસ્ત શક્તિ અને સાધનો સાથે પરમેષ્ઠીની પાછળ ખેંચાય છે. આ તેનો તારક છે. પરમાત્માની મહેચ્છામાં આત્માની સ્વેચ્છા એ 'દિવ્યબાળક'નું પુસ્તક છે. એ ઇચ્છા તેની પોતાની ભૂમિકાથી નીચેની ભૂમિકાઓમાં આકૃતિરૂપે, રંગરૂપે, સંગીતરૂપે પ્રગટ થાય છે, અને તે તૃષ્ણાને વિતૃષ્ણામાં બદલવાનું કાર્ય કરે છે.

The Wonder Child—'ધર્મપુત્ર'માં જીવાત્મા અને

આત્મા સંબંધમાં કેટલુંક સમજાવવામાં આવ્યું છે. Release 'રાગવિરાગ'—'મુક્તિનું રહસ્ય'માં આત્માની કૃતિનો ખ્યાલ આપવામાં આવ્યો છે. કોઇ પણ ખુબીદાર પુસ્તકનું ભાષાન્તર કરવું કઠીન છે, પણ Release નું ભાષાન્તર કરવું ઘણું કઠીન છે. આ કાર્ય ભાષાન્તર કર્તા રા. મણિલાલભાઇએ ઘણે અંશે પાર પાડયું છે અને ભાષાન્તર બને તેટલું સહેલું અને સમજી શકાય તેવું કરેલું છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે.

આ પુસ્તકનાં વાચકો 'બ્રહ્મપુત્ર'—'દિવ્યબાળક'ની પ્રીતિ પ્રાપ્ત કરવાને શક્તિવાન થાઓ એ અન્તીમ પ્રાર્થના છે.

કોંજલી.
તા. ૮ મી મે ૧૯૨૭ } હરજીવન કાલિદાસ મહેતા.



# અનુક્રમણિકા.

# વિશ્વપ્રકાશ.



જેમના આગમનની દરેક પ્રજા અને દરેક ધર્મ લાંબા સમયથી રાહ જોતી હતી, અને જેના આગમનનો સંદેશ તારક સંઘે ૧૯૧૧ થી આપ્યો હતો, તે પરમ પ્રેમની મૂર્તિ, દેવો તથા મનુષ્યોના મહાન્ ગુરૂ—મહાન્ જગદ્ગુરૂ વિશ્વને પ્રકાશ આપવા પૃથ્વીપર પધાર્યા છે. તેમનો સંદેશ ગુજરાતી ભાષા બોલતી આલમ આગળ રજુ કરવા **"વિશ્વપ્રકાશ"** નામનું માસિક તા. ૧૧મી એપ્રિલથી પ્રકટ કરવામાં આવ્યું છે. ઘણા લોકો તેનો લાભ લઇ શકે તે માટે તેનું લવાજમ માત્ર ૧૨ આના રાખવામાં આવ્યું છે.

લખો:—

**મણિલાલ નથુભાઇ દોશી.**

**તંત્રી:-વિશ્વપ્રકાશ.**

ઠે. રતનપોળ, **અમદાવાદ.**



## યુવકોના હિતાર્થે પ્રકટ થતું માસિક

# **નવયુવક.**

યુવકો એ ભવિષ્યના નાગરિકો છે. યુવાવસ્થાનો સમય એ આદર્શો બાંધવાનો, કલ્પના કરવાનો, અને ભવિષ્યના જીવનનો પાયો નાખવાનો સમય છે: માટે તે સમયમાં જો તેમના આગળ ઉચ્ચ આદર્શો રજુ કરવામાં આવે, તો તેઓના **જીવનની દિશાજ** બદલાઇ જાય, અને યુવકો ભવિષ્યમાં **ચારિત્રશીલ, સેવાપરાયણ, કાર્યદક્ષ અને સ્વાશ્રયી** નાગરિકો બને. આવો ઉચ્ચ હેતુ લક્ષમાં રાખી આજના યુવકો સારૂ આ માસિક છેલ્લા એક વર્ષથી પ્રકટ કરવામાં આવ્યું છે. યુવકો અને વડિલો વચ્ચે **સહકાર** વધે તોજ **ઉજવળ ભવિષ્યની** અને **ઉંચી સંસ્કૃતિની** આશા રાખી શકાય, તે માટે આ માસિકનો લાભ કેવળ યુવકોએજ લેવાનો નથી, પણ યુવકોના આદર્શો સમજવાને, યુવકો કયી દિશામાં પ્રવૃત્તિ કરી રહ્યા છે, તે જાણવાને, અને યુવકો સાથે સમજપૂર્વકનો સહકાર કરવાને **વડીલોને** પણ આ માસિક વાંચવા આગ્રહપૂર્વક ભલામણ કરવામાં આવે છે.

યૌવન એટલે **ઉષા,** યૌવન એટલે **આશા,** યૌવન એટલે **કરૂણા,** યૌવન એટલે **ઉદારતા,** યૌવન એટલે **પ્રેમ,** યૌવન એટલે **ક્ષમા,** યૌવન એટલે **સ્નેહ,** યૌવન એટલે **સૌંદર્ય,** યૌવન એટલે **ધૈર્ય,** અને યૌવન એટલે **ઉત્સાહ.** આવા અનેક સદ્‌ગુણોનાં બીજ જે યુવકોમાં રહેલા છે, તેને જળસિંચન કરવાને આ માસિક યથાશક્તિ પ્રયત્ન કરી રહ્યું છે. ઘણા યુવકો તેનો લાભ લઇ શકે માટે તેનું વાર્ષિક લવાજમ માત્ર રૂ. ૧ રાખવામાં આવ્યું છે. નમુનાની નકલ માટે એક આનાની ટીકીટ મોકલી આપો. બીજું વર્ષ એપ્રિલ માસથી શરૂ થયું છે અને તેના ગ્રાહકોને "ઉચ્ચજીવનના નિયમો" નામનું ૧૫૦ પૃષ્ઠનું પુસ્તક ભેટ આપવાનું છે.

લખોઃ—**મણિલાલ નથુભાઇ દોશી.** રતનપોળ—**અમદાવાદ.**

સહતંત્રી—નવયુવક.

# મુક્તિનું રહસ્ય
## યાને
## સંન્યાસ.

### પ્રકરણ ૧ લું.

### ત્રણ બ્હેનો.

ઘણીવાર દિવ્ય બાળક લોકોને મુક્તિનો માર્ગ બતાવવા વાસ્તે આ પૃથ્વીપર આવ્યો છે. એક વખત જ્યારે તે આવ્યો, ત્યારે તે ત્રણ બ્હેનો સાથે રહ્યો, અને તેમની દ્વારા જીવનના શોકના પ્રસંગોમાંથી મુક્ત થવાનો માર્ગ તેણે લોકોને શીખવ્યો.

આ ત્રણ બ્હેનોને તે દિવ્ય બાળક પ્રત્યે દૃઢ ભક્તિભાવ હતો. દરેકનો પ્રેમ જુદા પ્રકારનો હતો, અને દરેક બ્હેન તેને પોતાના પ્રિયજન તરીકે ગણતી હતી. તે દિવ્ય બાળકે દરેક બ્હેન તેની પાસેથી જેની આશા રાખતી હતી, તે તેને આપ્યું, અને તે આપવામાં તેને **સેવાભગિની** બનાવી.

સૌથી મોટી બ્હેન પ્રેમ વાસ્તે અને ફક્ત પ્રેમ વાસ્તેજ જીવતી હતી. જીવનની દરેક વસ્તુ તેને એકજ આનંદનો સંદેશ આપી રહી હતી કે " વ્હાલું અને વ્હવાલું. " પ્રેમજીવિકા એ તેનું નામ હતું, અને પ્રેમની શોધમાં તેણે

ઘણા નિરાશા અને શોકના પ્રસંગો ભૂતકાળમાં અનુભવ્યા હતા. તેણે બહુજ પ્રેમ કર્યો હતો અને તેને વાસ્તે દુઃખ પણ ઘણું અનુભવ્યું હતું; તેથી જ્યારે દિવ્ય બાળકનો તેના જીવનમાં સમાગમ થયો, ત્યારે તેને અનુસરવું, તે સિવાય બીજો કોઇ માર્ગ તેને વાસ્તે રહ્યોજ નહિ.

તેની પાછળની જીંદગીઓમાં તેણે જીવનમાંથી પ્રેમ મેળવવાને પ્રયત્ન કર્યો હતો. તેના પ્રેમમાં ઘાતકીપણું હતું. તેનો પ્રેમ ઇર્ષ્યાથી ભરેલો હતો અને તેની પ્રેમની તીવ્ર માગણીમાં કોઇ આડે આવતું તો તે તેને કચરી નાખતી હતી. તેના તરફ જે લોકો ખેંચાતા હતા, તેમને આ ક્રોધ અને ઘાતકીપણું લાગતાં નહતાં, પણ બાળકોને સ્વાભાવિક રીતે આની પ્રબળ અસર થતી હતી. તે બાળકો પ્રત્યે ઘણો પ્રેમ દર્શાવતી હતી, પણ બાળકોને લાંબો સમય પોતાની પાસે રાખી શકતી નહતી. તેથી જ્યારે તે દિવ્ય બાળકના સંબંધમાં આવી, અને જ્યારે પ્રેમજીવિકાના પ્રેમના બદલામાં તેણે પ્રેમને આપ્યો, ત્યારે તે પ્રેમજીવિકાને લાગ્યું કે જગતમાં એવો એક જીવે છે કે જે સમજે છે કે તેણીની અદેખાઇ અને ઘાતકીપણું ઉપરઉપરનાં હતાં, અને તેના હૃદયના છેક ભીતરમાં તે આદર્શ પ્રેમીની આદર્શ પ્રિય થવા ઇચ્છતી હતી.

આદર્શ પ્રેમીઓ વિષે તેણે જે કલ્પના કરી હતી, તે કલ્પનાની સફળતા જ્યારે તે મોટી વયની સ્ત્રી થઈ ત્યારે આ દિવ્ય બાળકમાં તેણે અનુભવી. તે બાળક તરફ તેણે જોયું; તે બાળક હતો, તેથી તેની નજર તેને મળે તે પહેલાં તેણીને ઘુંટણીએ પડવું પડયું. જ્યારે તેણીએ તે

દિવ્ય બાળકની તીવ્ર દૃષ્ટિનો પ્રત્યુત્તર વાળ્યો, ત્યારે જે દરેક પ્રકારનો પ્રેમ આપવા તથા લેવાની તે પ્રેમજીવિકાનો લાગણીવાળો સ્વભાવ આશા રાખતો હતો, તે પ્રેમ તે ખેંચી લેતો જણાયો. તે દિવ્ય બાળકના આવવા પછી તે પ્રેમજીવિકાની જીંદગીમાં એકજ આનંદનો પ્રસંગ હતો તે દિવ્ય બાળકના આદર્શ પ્રિયજન થવાનાં સ્વપ્ન તેને આવ્યા કરતાં.

તે બાળક બાલ્યાવસ્થાની નિર્વિકારી સ્થિતિમાં હસતો હતો, ત્યારે પણ તે માની લેતી હતી કે આ તેનું હાસ્ય "**તે મને ચ્હાય છે. તે મને ચ્હાય છે**" એ ભાવનું સૂચક હતું. તે કોઈ કોઇવાર અને તે પણ ઘણી અનિશ્ચિત રીતે વિચારી શકતી કે તે દિવ્ય બાળક સર્વનો પ્રેમી હોઈ કોઈનો પણ ખાસ પ્રિયજન નહતો.

જોકે તેનું **મન** આ સત્ય જાણી શકે, છતાં તેના **હૃદયમાં** તો ત્યારેજ સંતોષ થાય કે જયારે તે જાણી શકે કે તે દિવ્ય બાળક તેને સૌ કરતાં વધારે ચ્હાય છે.

બીજી બ્હેનનું નામ **પ્રકાશજીવિકા** છે. જેવી રીતે કળી પુષ્પ થવાને સૂર્યના પ્રકાશ ભણી પોતાનું મુખ ફેરવે છે, તેવી રીતે તેને મન જીંદગી એટલે વૃદ્ધિ પામવું તે. તેને મન જીંદગીની દરેક વસ્તુ તે સૂર્યના પ્રકાશ સમાન હતી, કે જે પ્રકાશ સર્વના વિકાસ વાસ્તે જરૂરનો છે. તે પ્રકાશજીવિકા દરેક અનુભવને વાસ્તે તલસતી હતી, કારણકે તે માનતી હતી કે દરેક અનુભવથી તેનો વિકાસ થશે, અને તેને મન વિકાસનો અર્થ એજ કે પોતાની

આસપાસ વધારે પ્રકાશ ફરીવળે, અને પોતાનામાં વધારે પ્રકાશ આવે. જો કે તે સ્ત્રી હતી, છતાં તેનામાં બાળકના જેવી સ્થિતિસ્થાપકતા હતી. જોકે તેને જીંદગીએ હજારો વાર કચરી હતી, છતાં પોતાના જીવન વાસ્તે પ્રકાશની જરૂર છે, એ તેની શ્રદ્ધા ડગી નહતી.

જીંદગીના બે વિભાગરૂપ શુભ અને અશુભની, નીતિ અને અનીતિની તેના મન ઉપર ઘણી ઓછી અસર થતી હતી; બીજાએ તેને આપેલું ધોરણ તેને પ્રોત્સાહન આપવાને અથવા તો તેને ચેતવણી આપવાને અસરકારક ન થયું. પ્રકાશ વાસ્તેની લાગણીમાં ડુબેલી, અને સત્ય અને અસત્ય વચ્ચેની પરીક્ષાના સંબંધમાં દુર્લક્ષવાળી તે પોતાના સાધ્યબિન્દુએ કેવી રીતે પહોંચે છે, તેની જરાપણ દરકાર તે કરતી નહતી. તે કદાપિ ઘાતકી નહતી. અને તેનું હૃદય ખાનગીરીતે કહેતું હતું કે તું તારી આનાકાની પવનમાં ફેંકી દેછે, ત્યારે પણ તે નિરંતર સૌથી સ્હેલો માર્ગ પસંદ કરતી હતી. જે મનુષ્યો પાસે તેને કાંઇ પણ સંદેશ આપવાનો નહોય, તેવા મનુષ્યોને પણ ગુલામ બનાવવાને તે પોતાની સુંદરતાની બક્ષીસોનો ઉપયોગ કરતી હતી. તેનો આમ કરવાનો હેતુ એ હતો કે તેની જીંદગી જેમ બને તેમ સ્હેલી બને. તેને જે તેની અજ્ઞાનદશાને લીધે પ્રકાશનાં સાધનો લાગતાં હતાં, તે મળે તો તે બીજાના ઉપર આધાર રાખનારી છે, તેની તેને ઓછી દરકાર હતી. આ તેની નઠોરતા અને પરાશ્રયતાનો જ્યાં ત્યાં બીજી સ્ત્રીઓને ખ્યાલ આવતો હતો, અને અપવિત્ર વસ્તુથી જેમ ભડકે તેમ ભડકીને તેનાથી પાછી હઠતી હતી. પણ નોંધ કરવા

જેવી સુંદર વાત તો એ હતી કે બાળકોને તે સ્વચ્છંદી પણ આનંદી રમતના સોબતી જેવી લાગતી હતી.

તેનામાં ભૂતકાળના કડવા અનુભવોનાં સ્મરણો હતાં તેમાંથી તે કદાપિ મુક્ત નહતી. તે સ્મરણો છાયાની માફક તેને વળગી રહેતાં હતાં. તેઓ તેની નઠોરતા જાણતા હશે, અને તેના અપવિત્ર સ્વભાવને લીધે તેના સ્વભાવના પવિત્ર ભાગો પણ બીજાને કલંકિત લાગતા હશે, એવા ભયથી તે બીજા મનુષ્યો મનુષ્યો તરફ નીડર વૃત્તિ રાખી જોઈ શકતી નહોતી. તેના જીવનની દરેક બાજુએ અદૃશ્ય ઠંડા પવનો ફુંકાઈ રહ્યા હતા; (લાગણી વગરના મનુષ્યો આવેલા હતા.) તેથી પ્રકાશભણી આવવાના તેના માર્ગમાં અડચણો ઉભી થતી હતી, અને તેનો વિકાસ પણ નજીવો થતો હતો.

પણ જ્યારે તે દિવ્ય બાળકના સંબંધમાં આવી, ત્યારે તેની આસપાસ અવર્ણનીય વસંતઋતુ આવી પહોંચી હોય, એમ લાગતું હતું. ભૂતકાલનાં કડવાં સ્મરણો અને હુંફ વગરનું જીવન ચાલ્યાં ગયાં, અને તેને સ્થાને પોતાનામાં તેને વધતો જતો, અને આનંદજનક વિશ્વાસ આવતો ગયો. જ્યારે તે દિવ્ય બાળકે તેના તરફ જોયું, ત્યારે તેના છેક અંદરના ભાગમાંથી ઉમદાપણાનાં બીજને પાંદડા અને પુષ્પ આવતાં જણાયાં. તેના હૃદયે એક શાંતિનું ભજન ગાયું, કારણકે તેણે ખડું કરેલું પોતાના સંબંધીનું ભવ્ય ભવિષ્ય તે બ્હેને જોયું.

તેનું હૃદય વારંવાર સંગીત કરવા લાગ્યું કે “ તે મને ભવ્ય બનાવે છે, તે મને ભવ્ય બનાવે છે.” અને

જ્યારે તે દિવ્ય બાળક હસ્યું, ત્યારે તે બાળકે તેને જે તેનું અદ્‌ભુત ઉચ્ચતમ સ્વરૂપ (archtype) બતાવ્યું, તે તરફ તાકીને જોતાં તેનું ભૂતકાળ અદૃશ્ય થતું જણાયું.

ત્રીજી અને સૌથી નાની બ્હેન તદ્દન જુદાજ પ્રકારની હતી. તે વિવેચક શક્તિવાળી હતી; અને તે સર્વ વસ્તુઓ સંબંધી નિષ્પક્ષપાત અને રાગ દ્વેષ વગરનો ન્યાય આપતી હતી. નિયમજીવિકા એ તેનું નામ હતું; અને દરેક વસ્તુમાં તેના સ્વરૂપનો નિયમ શોધતી હોય એમ લાગતું. કોઇ પણ બાબત ઉપર નિર્ણય બાંધતાં પહેલાં તે બાબત સમજવી એ તેનો નિયમ હતો અને તેથી તે ઘણાને નિરુત્સાહી અને ઘણીવાર તો લાગણીવગરની અને અતડી લાગતી હતી. છતાં વસ્તુતઃ પોતાના નાયક વાસ્તે જીગરની ભક્તિ રાખવાની તેનામાં શક્તિ હતી. તે દોરાવાને તૈયાર હતી, અને તેનો આદર્શ સમજે તેને ચરણે સર્વસ્વ ધરવાને રાહ જોઈ રહી હતી. દરેક વસ્તુની પાછળ રહેલો નિયમ સમજવા તે પ્રયત્ન કરતી હતી. તેનો હેતુ એ હતો કે જો તે નિયમને તે શોધી કાઢે તો તે નિયમ તેને કદાપિ દગો દે નહિ, અને તે નિયમને પોતાના નેતા તથા દોરનાર તરીકે માની તેના પર વિશ્વાસ રાખી શકે. જે પ્રમાણમાં કોઇ પણ મનુષ્યને અમુક નિયમને પ્રદર્શિત કરતો તે જોતી તે પ્રમાણમાં તેનો તેના વાસ્તેનો પ્રેમ પ્રબળ થતો જતો. તેના હૃદયમાંથી ધ્વનિ નીકળતો ગયો કે "મને દોરો. મને દોરો." અને તે નાયકની શોધમાં તે દરેક પ્રકારના જ્ઞાનની ભક્ત બની હતી. આ વાત ખરી છે કે કેટલીકવાર કોઈ નિયમના પ્રકટ સ્વરૂપથી તે એટલી બધી અંજાઈ

જતી કે તે નિયમના દૃષ્ટાંતરૂપ બનેલી વ્યક્તિઓની જરૂરીઆતોને તે ઘણીવાર ભૂલી જતી હતી.

દુ:ખી મનુષ્યો કરતાં દુ:ખની પાછળ રહેલા નિયમો ઘણીવાર તેને વધારે મહત્ત્વના લાગતા હતા. સામાન્ય નિયમોને સ્વાભાવિક રીતે સ્વીકારી તે કેટલીકવાર વિગતોના સંબંધમાં અધીરી બની જતી હતી. સિદ્ધાંત પ્રમાણે તે ખરી હોય, છતાં બીજાઓ સંબંધી અભિપ્રાય બાંધવામાં તે ઘણીવાર નિર્દય બની જતી. ઢોંગ અને અસત્ય પ્રત્યેની અસહિષ્ણુતાને લીધે તિરસ્કાર કરવાની ઇચ્છા વિના પણ તે બીજાઓને ઘાયલ કરતી હતી.

તેથી જ્યારે દિવ્ય બાળકના સંબંધમાં તે આવી, ત્યારે તેનો સ્વભાવ ભક્તિભાવ દર્શાવવા કુદી પડયો, કારણ કે આ દિવ્ય બાળક નિયમની મૂર્તિરૂપ હતો, અને તેટલા વાસ્તે તે તેનો નેતા થવાને યોગ્ય હતો. જ્યારે તે તેના હાસ્યનો વિચાર કરતી, ત્યારે તેના ગુંચવાયેલા કોકડાપર પ્રકાશ પડતો તેને જણાયો. જે વૈરાગ્યવૃત્તિની તે ભક્ત હતી, તે તેનામાંથી અંધારામાં તારકના પ્રકાશની માફક ચળકવા લાગી. પણ તે તેનો વૈરાગ્ય તેને લાગણી વગરનો લાગતો ન હતો, પણ અદ્ભુત પ્રકાશરૂપ લાગતો હતો, જે પ્રકાશમાં બધી વસ્તુઓ એક બીજા સાથે યોગ્ય પ્રમાણમાં જોડાયેલી લાગતી હતી. તેથી જ્યારે તે તેના તરફ જોતી, ત્યારે તે પોતાના મન સાથે ગાવા લાગતી કે " તે મને દોરે છે. તે મને દોરે છે. " જ્યારે તે નિયમજીવિકા તેના વિષે વિચાર કરવા લાગી, ત્યારે તેની લાંબી શોધ પુરી થઈ,

**કારણ કે તેણે જે નિર્વિકારી અને શાશ્વત નિયમ તરફ બધી વસ્તુઓ ગતિ કરી રહી છે, તેનું તેને ભાન કરાવ્યું.**

---

## પ્રકરણ ૨ જું.

---

### દુઃખનો સિદ્ધાંત.

આ ત્રણે બ્હેનોના જીવનમાં એક પ્રશ્ન ખડો થતો હતો, જેનો તેઓ નીકાલ આણી શકતી ન હતી. પ્રેમ, પ્રકાશ અને નિયમ કરતાં વધારે સુંદર, વધારે પવિત્ર અને વધારે શુદ્ધ જગતમાં કાંઈપણ હોઈ શકે નહિ. પ્રેમ, પ્રકાશ અને નિયમથી કોઇ પણ સારી વસ્તુ જુદી હોઈ શકે નહિ. આ ત્રણ આદર્શો કરતાં મનુષ્યને શોધવા લાયક તેમજ સેવવા લાયક બીજા ઉંચ આદર્શો હોઈ શકે નહિ. તો પછી પ્રેમને વાસ્તે, પ્રકાશ વાસ્તે અથવા નિયમ જાણવા માટે શોધ કરતાં તેમને બધાને દુઃખ શા માટે થયું? કારણ કે ઘણીવાર પ્રેમ ઘા મારતો હતો, પ્રકાશ અંધ બનાવતો, અને નિયમ મનુષ્યને આડે માર્ગે દોરી જતો હતો. હૃદયને પૂર્ણ રીતે છુટું મૂકી કોઈ ચ્હાવા લાગ્યું. તે પ્રેમ કોઇક રીતે બળતો અગ્નિ થયો, અને તે અગ્નિએ તેને બાળીને ભસ્મ કર્યો. અને આમાં વધારે નુકસાનકારક તો એ હતું કે કોઇકવાર તો તે પ્રેમ પોતાના પ્રિયજનોનેજ અત્યંત સખ્ત રીતે હેરાન કરતો હતો. પ્રેમમાં આવાં ભયંકર નાશકારક તત્ત્વો કેમ કોઇ સ્થળે છુપાયલાં હશે?

પોતાનું હૃદય પ્રકાશ તરફ ખોલવું તેના કરતાં વધારે પવિત્ર વસ્તુ જગતમાં શું હોઈ શકે ? જે **રહસ્ય**માંથી આ સર્વ પ્રકટ થયું તેનું હાર્દ આનંદ છે. મનુષ્યોને આટલી તો ખાત્રી હતી કે જ્યારે આનંદ આમંત્રણ કરે. ત્યારે બધાએ તેને અનુસરવું જોઈએ. પણ જેમ આપણે તેની પાછળ ગયા, તેમ એક જાતનું સુખ આપણને મળ્યું તેની સાથે હજારજાતનાં દુઃખ ઉભાં થયાં. જેમ આપણું હૃદય વધારે પ્રકાશ માટે તલસવા લાગ્યું, તેમ તે પ્રકાશ દૂર ખસતો જણાયો. શા સારૂ પ્રકાશ આપણને અંધ બનાવે, અને આપણને અંધ બનાવ્યા પછી શા સારૂ વિશેષ પ્રકાશને માટે આપણામાં તૃષ્ણા ખડી કરે ?

જો આપણે—પ્રકાશને વાસ્તે તલસતા ન હોઇએ તો આપણી જીંદગી ઘણી સહેલી બની જાય. તે છતાં કોઈક રીતે તે પ્રકાશ આપણા હૃદય સાથે વણાયેલો છે, અને આપણાથી પ્રકાશ વિના રહેવાતુંજ નથી. અને જોકે પ્રકાશ વાસ્તેની દરેક ઝુમથી હૃદયમાં નવો ઘા પડતો અને જીવનનું લોહી અનેક ધારોમાં બ્હાર નીકળતું હતું, છતાં વધારે પ્રકાશ મેળવ્યા વિના રહેવાતુંજ નથી.

સત્યને વફાદાર રહેવા કરતાં વધારે ઉમદા જીવન કયું હોઈ શકે ! નિયમને માન આપવું એ સદાચારનું પ્રથમ પગથિયું છે, કારણકે સદાચારમાંથી ઉદારતા પ્રકટે છે અને ઉદારતાથી દયા પ્રકટે છે. તે છતાં જેના ઉપર પ્રેમ હતો અને જેની સેવા કરવા ઈચ્છતો હતો તેના તરફ તરફ તે જ્ઞાનને લીધે કેમ લાગણી વગરનો બની ગયો, અને તેનાથી પોતાને કેમ જુદો ગણવા લાગ્યો ? તેનું જ્ઞાન

મદદ કે તંગીઓ પુરી પાડવાના કાર્યરૂપે પ્રકટ થવાને બદલે કેમ અણીને પ્રસંગે અટકી ગયું કે જેથી તેની સેવાભાવના બીજાનું દુઃખ દૂર કે ઓછું કરી શકી નહિ. બીજાં હૃદયોને પૂર્ણ યોજના તરફ દોરવામાં તેના સત્યના દર્શને તેને કેમ શક્તિવાળો ન બનાવ્યો ? તેનું નિયમ સંબંધી જ્ઞાન, જે તે બીજાઓને આપવા પ્રયત્ન કરતો હતો, તે જ્ઞાન બીજાઓને કેમ અસત્ય, નિરુત્સાહી, અને દુઃખજનક લાગ્યું ?

આ બધા પ્રશ્નોના પ્રત્યુત્તર રૂપે તે દિવ્ય બાળકે ધીમે ધીમે તે તે બ્હેનોની સમજણ શકિત પ્રમાણે આ અને બીજાં રહસ્યો સમજાવ્યાં, અને તેણે જે કહ્યું તેનો કાંઈક ભાગ તે આ પુસ્તક છે.

## પ્રકરણ ૩ જું.

### તન્હા-તૃષ્ણા.

સુખદુઃખમિશ્રિત આ જીવન ઉંડી નદીની શાંત સપાટી જેવું છે, જેની નીચે મોટો પ્રવાહ જોરથી વહી રહેલો છે. દિન પછી દિન શાંતિથી ચાલ્યા જાય છે, અને આપણે જન્મથી મૃત્યુ ભણી પ્રયાણ કરીએ છીએ. આપણને તે વખતે ભાન પણ હોતું નથી કે આપણે આગળને આગળ ઘસડાઇએ છીએ, તે આપણી ઇચ્છા પ્રમાણે નહિ પણ વિશ્વતૃષ્ણાની અનિવાર્ય જરૂર પ્રમાણે આંપણે ઘસડાઇએ છીએ. જેમાં જીવન રહેલું છે, તે સઘળાં શરીરો—

આકારોથી આ તૃષ્ણા જુદી પડતી નથી. તેના દબાણુથી પર્વતના બંધનમાં પડેલું ખનીજ વાસનાથી બેચેન રહે છે. તેજ તન્હાથી પ્રેરાઈ અસ્તવ્યસ્ત ધૂમસ જેવી સ્થિતિમાંથી ગ્રહ મંડળ અને તારાઓ જન્મે છે. સઘળી જીવતી વસ્તુઓ, ખનીજ, છોડવો, પશુ અને મનુષ્ય આ તૃષ્ણાને આધીન છે. તેઓના વિચારો તથા લાગણીઓ દ્વારા પણ તેજ અદૃશ્ય પ્રવાહ વહી રહેલો છે. તે તૃષ્ણાને લીધે મનુષ્યમાં વિજયનો અનિવાર્ય ગુણ આવે છે. તેઓ પોતે નહિ પણ તે તૃષ્ણા વિજયી નીવડે છે, એનો તેમને બહુજ થોડો ખ્યાલ હોય છે. નિર્દય મનુષ્ય નિર્બળ મનુષ્યોને કચરી ઉપર ચઢે છે, તેનું કારણ એ છે કે આ તૃષ્ણાનું અનિવાર્ય બળ તેને સાધન તરીકે વાપરે છે, તેની કલ્પના શકિતને ઉશ્કેરે છે, અને તેની શકિતઓને એટલી જાગ્રત કરે છે કે તે શકિતઓ સઘળા વિરોધને કચરી નાખે છે. અત્યંત વેદનામાં મરણ પામતો મનુષ્ય પણ જીંદગીને વળગી રહે છે, કારણકે તે તૃષ્ણા તેનાપર રાજ્ય ચલાવે છે, અને તેનો હેતુ સિદ્ધ કરવાને તેને જીવવાને આગ્રહ કરે છે. આપણને ભાન નથી, પણ આ તૃષ્ણા નિરંતર આપણી પાસે રહે છે. આપણે કરેલી સુખની યોજના વસ્તુતઃ બીજી યોજનાને–તૃષ્ણાની યોજનાને આધીન છે.

સૂક્ષ્મ રીતે તે તૃષ્ણા જણાવે છે કે તેની યોજના તે આપણી યોજના છે. તેને ખોરાક કે આરામ જોઇએ છે, અને તે આપણને એવું મનાવે છે કે આપણે ભૂખ્યા છીએ કે થાક્યા છીએ. તેને કોઇ પ્રકારની ઉશ્કેરણી જોઇએ

છે, અને તેને અનુસરીને આપણે કોઇપણ જાતનો ફેરફાર કરવા દોરાઇએ છીએ.

આ તૃષ્ણામાં કાંઈ પણ ખોટું નથી. તે શુભ કે અશુભ નથી, પણ વિશ્વની યોજનામાં કામ કરતી વિશ્વની શકિત છે; પણ તેનું કાર્ય તે આપણું કામ નથી; અને આ ભેદનુ જ્ઞાન શાંતિ અને સુખનો રસ્તો ખુલ્લો કરે છે. આ તૃષ્ણાની ભરતી આપણી આસપાસ સદા આવી રહેલી હોય છે, પણ તે ભરતીની સાથે જવાને આપણને કોઈ ફરજ પાડતું નથી. આપણે દરિયાના મોજાંપર બેસતાં પક્ષીઓ જેવા છીએ. તેઓ પાણીના ભાગરૂપ હોય તેવી રીતે મોજાંની સાથે ઉંચે નીચે જાય છે; પણ જ્યારે તેઓ ધારે તે પળે, તેઓ પાંખો ફફડાવી ઉંચે હવામાં ઉડી શકે છે, અને દરિયાનો ખળભળાટ તેમને મન હિસાબનો નથી. જો આપણે યથાર્થ સમજીએ, અને તે દિશામાં કાર્ય કરીએ તો તૃષ્ણાની ભરતીથી આપણે પણ આપણી જાતને છુટી કરી શકીએ.

દિવ્ય પૂર્ણતા તરફ પ્રવાહ કરતા અમર આત્માઓ તરીકે પ્રેમ કરવો, પ્રકાશને ઇચ્છવો, અને જ્ઞાન પ્રાપ્ત કરવું એ આપણો સ્વભાવ છે. આ બધા વિકાસનાં સાધનો છે; અને પ્રેમ, પ્રકાશ અને નિયમ તરફ જવામાં આપણે આપણી દૈવી પ્રેરણાને અનુસરી છીએ. પણ આપણે બધા સઘળો સમય વિશ્વવ્યાપી ભરતીમાં ડુબેલા છીએ. સઘળા વિચારો અને લાગણીઓની પ્રકૃતિમાં આ વિશ્વવ્યાપી તૃષ્ણા રહેલી છે. તેથી જ્યારે આપણે અમુક વસ્તુ વાસ્તે

યોજના કરીએ, અથવા ઈચ્છા રાખીએ, ત્યારે સૂક્ષ્મ રીતે આ તૃષ્ણા આપણાં વિચારો અને લાગણીઓને પોતાનાં સાધનો બનાવે છે.

આત્મા તરીકે અમુક કાર્ય કરવાની આપણી ઉમેદ છે, અને તૃષ્ણા આપણને અમુક કાર્ય કરવા ભણી દોરે છે, આ રીતે આપણે બે પ્રકારનું કાર્ય કરવાનું છે, તેની આપણને ખબર નથી. આપણો જીવાત્મા ભૂતાત્મા રૂપી શરીર ધારણ કરે છે, અને તે ભૂતાત્મા આપણને નહિ પણ તૃષ્ણાને લગતો છે. આપણે તે જાણતા નથી. આપણે ધારીએ છીએ કે આપણે આપણા જીવાત્માના સ્વરૂપને પ્રકટ કરીએ છીએ, ત્યારે વસ્તુતઃ આપણે તે તૃષ્ણાના પૂતળાં હોઇએ છીએ. ઈર્ષ્યા, ક્રોધ અને નઠોરતાના તરંગો આપણામાં વ્યાપી રહે છે, અને તે આપણને અમુક કામ કરવાને અથવા તો નહિ કરવાને અંદરથી ધક્કો મારે છે, જેને વાસ્તે આપણને પાછળથી પસ્તાવો થાય છે. આપણને થોડું ઘણું એમ લાગે છે કે આપણો સ્વભાવ બે પ્રકારનો છે, પણ તે કેવી રીતે છે, તે હજી આપણે સમજતા નથી.

દરેક વસ્તુમાં અને દરેક વસ્તુદ્વારા આ બે સ્વભાવનું મિશ્રણ જણાઇ આવે છે. એક જીવાત્માનો ખરો પ્રેમ છે, અને બીજો કહેવાતો પ્રેમ છે કે જે તૃષ્ણા છે. વળી જીવાત્માની પ્રકાશ વાસ્તેની જીગરની ઈચ્છા હોય છે, અને તેની સાથે આવેશ પણ હોય છે કે જે તૃષ્ણાને આભારી હોય છે. તેમજ જીવાત્માની જ્ઞાન વાસ્તેની ઇચ્છા હોય છે, અને તેની સાથે ભ્રાન્તિ પણ હોય છે કે જે જ્ઞાનનું રૂપ ધારણ કરે છે.

જ્યારે આપણે આ બે સ્વભાવને ઓળખીએ, અને જે આપણો આત્મા નથી એ તૃષ્ણાના સાધન થતા અટકીએ, ત્યારે જીવનના દુઃખોમાંથી મુક્ત થવાના માર્ગને આરંભ થાય છે.

---

## પ્રકરણ ૪ થું.

---

## પ્રેમદ્વારા મુક્તિ.

જીવન એ એક મોટું રહસ્ય છે, તેમાં બ્હારનું અનંત સૌંદર્ય અંદરના અનંત સૌંદર્યને આમંત્રણ કરી રહ્યું છે. પ્રેમ એ આમંત્રણનો એક પ્રકાર છે. જ્યારે હૃદય સાંદર્યના આમંત્રણને બ્હારથી સાંભળે છે, ત્યારે તે ચ્હાવા લાગે છે. પ્રેમ કદાપિ છેતરાતો નથી. તે તો જે પોતાના જેવું હોય અને વસ્તુતઃ સુંદર હોય તેનેજ ચ્હાય છે. પુષ્પ સુંદર છે, કારણ કે અનંત સૌંદર્ય તેની પાંખડીઓમાં પ્રતિબિંબિત થયેલું છે, અને આપણો ખરો સ્વભાવ જાગ્રત્ થવા લાગ્યો છે, તેથી પુષ્પના સૌંદર્યમાં આપણે આપણી જાતને જ ભેટીએ છીએ.

કોઈ પણ વસ્તુના આંતર સ્વભાવમાં સૌંદર્ય હોય તો બ્હારના આકારમાં સૌંદર્ય હોવુંજ જોઇએ એ જરૂરનું નથી. કોઇકના વદનમાં સૌંદર્યનાં તત્ત્વો ઘણાં ઓછાં હોય, પણ તે વદન જે આત્માનું દર્પણ છે તે દ્વારા તે આત્માને પૂર્ણ આનંદથી ચ્હાવાને કોઈ હૃદય કુદી પડે છે.

વિશ્વવ્યાપિ તૃષ્ણાના તરંગો જો આપણને ઘેરી લેતા ન હોત તો આપણો પ્રેમ વિશેષ વિશેષ ભવ્ય થતો જતો હોત. જ્યારે આપણે ચ્હાવા લાગીએ છીએ, ત્યારે આપણા હૃદયમાં પ્રકટેલી પ્રથમ ગતિને તે તૃષ્ણા પકડે છે, અને તે તૃષ્ણાના સ્પર્શથી આપણા હૃદયમાં મલીનતા દાખલ થાય છે. તે પ્રેમમાં હુંપણું જલ્દીથી વણાવા લાગે છે, અને "હું ચાહું છું" એ શબ્દો તે વખતથી ચાલુ હૃદયમાંથી નીકળ્યાજ કરે છે. તે તૃષ્ણાથી પોષણ મેળવી હુંપણાનું તત્ત્વ વધતું જાય છે. થોડા સમયમાં તે હુંપણાનાં તત્ત્વો પ્રેમપર રાજ્ય ચલાવે છે. તે સમયે ભૂતાત્મા બધું પોતાને વાસ્તે રાખવા માગે છે, અને તેમાં કોઇ ભાગ પડાવે તો જોસથી ક્રોધે ભરાય છે. તેનું પ્રિયજન બીજાને ચાહે છે, એ વિચાર ઉદ્ભવતાં તેનામાં ઈર્ષ્યાનો અગ્નિ પ્રજ્વલિત થાય છે. પ્રેમ રાખનાર આત્મા તો કદાપિ અદેખાઈ કરતો નથી, પણ તે તૃષ્ણા આ કામ કરાવે છે. પણ જીવાત્મા આ જાણતો નથી અને ભૂતાત્મા સાથે એકરૂપ બની જાય છે.

આ તૃષ્ણાનો સ્વભાવ આપણને આપણા સ્વભાવનાં હલકાં તત્ત્વો સાથે વધારેને વધારે ગુંચવવા પ્રયત્ન કરી રહ્યો હોય છે. જ્યારે આપણે ઉંચો સૂર કાઢવા માગતા હોઈએ, ત્યારે તે આપણી પાસે હલકો સૂર કઢાવવા પ્રેરે છે. આ રીતે ધીમે ધીમે સ્વર્ગનાં રંગોનું સ્થાન પૃથ્વીના રંગો લે છે. કોઈ ચિત્રકાર ઘણો સુંદર, પ્રકાશમય રંગ લુગડાંપર પાડતો હોય, તેવામાં જે પળે એક ખોટા રંગનો પાતળો પણ થર તેના પર આવી જાય તો તે પળે તે રંગ ઝાંખો પડી જાય છે, તેવી રીતે દિવ્ય પ્રેમનો ઑારા જે

સ્વર્ગની ભવ્યતાનો બનેલો છે તે પણ, જ્યારે પ્રેમની અમર આધ્યાત્મિક સુંદરતાનું સ્થાન શરીરની ખુબસુરતી લે છે, ત્યારે ધીમે ધીમે ઝાંખો થવા લાગે છે.

પ્રેમ રાખનાર આત્મા પ્રેમના અમરપણા વિષે કોઈ દિવસ શંકા કરતો નથી, તેમ તે પોતાના પ્રેમની આહુતિઓ આપવામાં કદાપિ અધીરો બનતો નથી. શંકા અને અધીરાઈ એ તૃષ્ણાનાં લક્ષણો છે, અને જો આપણે સાવધ ન રહીએ તો તે શંકા અને અધીરાઈ તૃષ્ણાએ પ્રકટાવેલા હુંપણામાંથી નવાં સ્વાર્થનાં તત્ત્વોને જન્મ આપે છે. તે પછી પ્રેમમાં અવિચારીપણું આવે છે; અને પ્રેમ વાસનાની સ્થિતિએ નીચે આવી પહોંચે છે. પછી પ્રેમ એક પછી એક તરંગો રૂપે ઉછાળા મારે છે, અને શરીર જીવાત્મા સાથે મળી જાય છે, અને **જીવાત્મા** એ પ્રથમ **પ્રેમ** એટલે **અર્પણ કરવું** એમ માનતો હતો, તે પોતાને ભૂતાત્મા તરીકે ગણે છે, અને **ભૂતાત્મા**ને મન તો **પ્રેમ** એટલે **ગ્રહણ કરવું** તે. હવે તૃષ્ણાના વધતા જતા વેગને કોઈ રોકે તો અંદર ક્રોધ પ્રકટે છે, અને તે ક્રોધ પવિત્ર પ્રેમના પ્રકાશને ઢાંકનાર ધુમસનું કામ કરે છે.

ઉચ્ચ ભૂમિકાપર પ્રેમ પ્રેમને મળે છે, ત્યારે કદાપિ નિરાશા થતી નથી. આ બાબત આત્મા આંતરપ્રેરણા દ્વારા પ્રેમના સંબંધમાં જાણી શકે છે, પણ તૃષ્ણા મળતાં જલ્દીથી તે આંતરપ્રેરણા શંકાના વાદળથી ઘેરાય છે, અને શંકાને લીધે ભય પેદા થાય છે કે પ્રેમનો ઉચ્ચ આનંદ આપણા હાથમાંથી ચાલ્યો જશે. તે વખતે ગાંડા મનુષ્યની માફક

આપણે તે પ્રેમને રાખવા પ્રયત્ન કરીએ છીએ, અને આપણું પ્રેમપાત્ર ખોઈ ન બેસાય તે ખાતર ન્યાય અને ઉદારતાનો ભોગ આપવો પડે તો તે આપણે મન બીન મહત્ત્વનું લાગે છે. આપણો આપણા પ્રિયજન ઉપરનો કાબુ ન જતો રહે તે ખાતર વપરાતું ઘાતકીપણું આપણને ઘાતકીપણું લાગતું નથી. આપણા માર્ગમાં આવતા બીજા મનુષ્યો, પ્રિયજન પણ આપણી દૃષ્ટિએ અસત્ લાગે છે, અને જેને આપણે પ્રેમની પૂર્ણાહૂતિ કહીએ છીએ તે તરફ અવિચારીપણે ધસવામાં આપણે તે બધાને હડસેલી મૂકીએ છીએ. ઈર્ષ્યા અને ક્રોધ, નિરાશા અને શંકા તે વખતે આપણા સ્વભાવમાં મોટાં તોફાન ઉઠાવે છે. આપણું હૃદય ચીરાય છે, અને તે ચીરવાનું કામ બીજું કોઈ કરતું નથી, પણ તે તૃષ્ણાજ આ કામ કરે છે, અને જ્યાં સુધી ભૂતાત્મા જે તૃષ્ણાનું સાધન બનેલો છે, તે ભૂતાત્માને સપ્ત આંદોલનો મળે, ત્યાં સુધી તે તષ્ણાને મન પ્રેમથી ઉભરાતું હૃદય અથવા દુઃખી થતું હૃદય બન્ને સમાન લાગે છે.

આત્મા જેનું ઉંચમાં ઉંચ સુખ પ્રેમ છે, તેને વાસ્તે મુક્તિનો માર્ગ એ છે કે પ્રેમમાં જે સર્વવ્યાપી તત્ત્વ હોય તે શોધવું. પ્રેમ તેની સત્ય પરાકાષ્ઠાએ પહોંચે તે પૂર્વે એકના પ્રેમમાંથી સર્વ તરફનો પ્રેમ જન્મવો જોઈએ. જ્યારે આત્મિક પ્રેમ તૃષ્ણાથી મુક્ત થાય છે, ત્યારે કુદરતી રીતે સાર્વત્રિક પ્રેમનું રૂપ લેવા લાગે છે; કારણ કે પ્રેમ પ્રથમ પ્રિયજન સાથે એક થાય છે, અને પછી બીજા બધામાં રહેલું પ્રિયજનના જેવું જે તત્ત્વ હોય છે, તેની સાથે એક

થાય છે. તૃષ્ણાથી ઉત્પન્ન થયેલ હુંપણામાંથી જેટલે અંશે આત્મા મુક્ત થાય છે, તેટલે અંશે પ્રેમ તેની વિવિધ દિશાઓનો સાક્ષાત્કાર કરતો થાય છે. પ્રેમને તેની વિવિધ દિશાઓનું દર્શન થાય તે માટે બદલામાં મળેલા પ્રેમની સફળતા પણ ઘણો થોડો વખત ચાલે છે. પ્રિયજન જે આપણે મન સર્વસ્વ હતું, તે લઈ લેવામાં આવે છે, અને તે એવી શૂન્યતા ઉત્પન્ન કરે છે કે કશાથી પુરાય નહિ અથવા તો ધીમે ધીમે તે પ્રેમ પોતેજ નાશ પામશે, અને દુનિયા ઝાંખી અને ઉત્સાહ વિનાની થઇ જશે. જ્યાં ત્યાં હૃદયને ધક્કા પડશે, અને તે એકવાર નહિ પણ ઘણીવાર તેવા ધક્કા પડશે; અને જ્યાં મરણ હજારઘણું વધારે સારૂં ગણાય, તેવી સ્થિતિમાં પોતાની દરરોજની ફરજો બજાવતાં તે જીવને જીંદગી સાથે બંધાઈ રહેવું પડશે. આ બધું બનવાનું કારણ એ છે કે જીવાત્મા જે શરીરદ્વારા પ્રેમ પ્રકટ થાય છે તે **શરીરનો** અને તેના ખરા સ્વરૂપના શાશ્વત **પ્રેમનો** ભેદ પારખી શકે. જેમ એક પછી એક જીંદગીમાં એક પછી એક પ્રિયજન આવે છે અને જાય છે, તેમ જીવાત્મા **વ્યક્તિ વિષયક** પ્રેમમાંથી **સાર્વત્રિક** પ્રેમને જુદો ગણતાં શીખે છે. કારણ કે “ હું ચાહું છું ” એ વિચાર કરતાં મોટો અદ્ભુત વિચાર તો એ છે કે પ્રેમને ચ્હાવાનું કામ કરવા દેવું. જ્યાં સુધી પ્રેમી શાશ્વત અને અવિચળ પ્રેમની સાથે એક ન થાય, ત્યાં સુધી જેમ જેમ તે એક પછી એક જીંદગીમાં પ્રેમની શોધમાં જાય છે તેમ તેમ નિરાશાના અને હૃદય બાળવાના પ્રસંગો આવવાના, કારણ કે પ્રેમનું હૃદય એ આખું વિશ્વ છે, અને જ્યાં સુધી આખું વિશ્વ તે પ્રેમીજન પાસે

ન આવે, ત્યાં સુધી તે શોધ્યાંજ કરે, પણ તેને ખરી ચાવી જડશે નહિ.

મનુષ્ય દયાવૃત્તિમાં વધતો જાય છે, તેમ હુંપણામાંથી મુક્ત થતો જાય છે. પ્રિયજન વાસ્તે રાખી મૂકવામાં આવેલું હાસ્ય જ્યારે બીજાને પણ આપવામાં આવે છે, ત્યારે ભૂતાત્માની ગુલામગીરી નબળી પડતી જાય છે. જેમના પ્રત્યે સામાન્ય રીતે આપણે તટસ્થભાવ રાખતા હતા, તેવા મનુષ્યોના સુખ દુઃખના રણુકા આપણને લાગે છે, ત્યારે આપણામાં પ્રેમની નવી દિશા–દયા પ્રકટે છે, અને પ્રેમની ખુબીઓમાં તે વધારો કરે છે. જે પ્રમાણમાં દયા મનુષ્યના સ્વભાવમાં પ્રબળ થતી જાય છે, તે પ્રમાણમાં તૃષ્ણાને લીધે પ્રેમમાં આવેલો કચરો દૂર થવા લાગે છે. કારણ કે દયા મનુષ્યને તૃષ્ણાની ગુલામગીરીમાંથી મુક્ત કરે છે. જ્યારે તૃષ્ણાના તરંગો ઉછળતા હોય, ત્યારે પણ પ્રેમ અડગ રહી શકે છે.

સર્વને વાસ્તે તૃષ્ણા જે ધુમસ ઉત્પન્ન કરે છે, તે ધુમસથી પ્રેમનું ભવ્ય દર્શન જરા પણ મલીન થતું નથી. જ્યારે તૃષ્ણા તેને ઇર્ષ્યા તરફ દોરે છે, ત્યારે પ્રેમ તૃષ્ણાને લીધે પ્રકટેલા વિકારોના તરંગોથી તેના દયાના પ્રવાહોને જુદા પાડી શકે છે. જ્યારે તૃષ્ણા પોતાનો હેતુ સિદ્ધ કરવાને પ્રેમને કામ તરફ નીચે લઈ જવા માગે, ત્યારે પ્રેમ સાવધ રહે છે, અને પ્રેમની એકતાના કાર્યનું સ્થાન શરીરની જરૂરીઆતોને આપવા દેતો નથી.

દયા નિરંતર આત્મામાંથી જ્ઞાન અને શક્તિને મુક્ત

કરે છે. તે દયા આત્મામાંથી સર્વ બાબતો સમજી શકે તેવી આંતર પ્રેરણાને, તેમજ ડગે નહિ તેવા વીરત્વને મુક્ત કરે છે. ભૂતકાળના કોઇ (પાકને) કર્મને લીધે તે પ્રિયજન પ્રેમનો પ્રત્યુત્તર ન આપે, ત્યારે પણ તે આત્મા દુઃખી છતાં શાંત રહે છે, અને પ્રેમનો બદલો ઉચ્ચ ભૂમિકાપર મળીજ રહે છે, એ દર્શનને તે ભૂલતો નથી. પ્રેમ જેનો સ્વભાવ સ્વતંત્રતા છે, તે પ્રિયજનને તેને માર્ગે જવાની સ્વતંત્રતા આપે છે. તેના ચારિત્રમાં જે જે ઉમદા તત્ત્વો હોય, તેને દયા સજીવ બતાવે છે. જ્યારે આત્મા દયામાં વૃદ્ધિ પામે છે, ત્યારે તેનું જ્ઞાન બુદ્ધિતત્ત્વની કિનારને અડકે છે, તેની સંકલ્પ શક્તિ સાર્વત્રિક વ્યાપેલી ઇચ્છાશક્તિની અજેયતાનો સ્પર્શ કરે છે, અને જીવાત્મા પરમાત્માની યોજનાને પોતાના જીવનમાં ઉતારે છે.

જ્યારે પ્રેમી જે એકને ચ્હાય છે, તે સર્વ તરફ દયા રાખનાર સંત બને છે, ત્યારે પ્રેમદ્વારા મુક્તિ મળે છે.

## પ્રકરણ ૫ મું.

## પ્રકાશ દ્વારા મુક્તિ.

જીવનના મૂળમાં સુખની લાગણી રહેલી છે. જગત પળપળે બદલાયાં કરે છે. પણ આ ફેરફાર યાંત્રિક નથી, તેમજ હેતુ વગરનો નથી. એક યોજના છે કે જે સારાને વધારે સારૂં કરે છે, અને વધારે સારાને સૌથી સારૂં બનાવે

છે. બધી વસ્તુઓ વિશાળ જીવન તરફ વિકાસ પામતી હોય એમ લાગે છે. દરેકના મૂળમાં વધારે જીવન અને વધારે પ્રકાશ તરફ જવાની સ્વાભાવિક ઇચ્છા રહેલી છે. ખનીજમાં જીવનની લાગણી ઝાંખી હોય છે. છોડવાઓ તથા પશુઓમાં તે લાગણી એટલી પ્રબળ છે કે પરિસ્થિતિના વિવિધ ફેરફારોનો જવાબ તે આતુરતાથી આપે છે. મનુષ્યમાં જીવન પ્રત્યેની લાગણી વધારવામાં તેની કલ્પના શક્તિ તેને ઘણી મદદગાર થાય છે, અને તેની સઘળી શક્તિઓ પોતાની પ્રવૃત્તિઓની વૃદ્ધિ જોઇ વિશેષ ધબકારા મારતી લાગે છે. જીવવાનો આનંદ સર્વને સ્વાભાવિક છે, કારણ કે જીવનના પ્રથમ સ્ફુરણથી જીંદગીની સઘળી ક્રિયાઓ સાથે સુખ ભળેલું છે.

જીવનનો દરેક તરંગ કાંઇને કાંઈ સંદેશ આપે છે, અને જો આપણને બરાબર સાંભળતાં આવડતું હોય તો તે સંદેશ આશા અને આનંદનો હોય છે. કેટલાક એવા વખત આવે છે કે જ્યારે અમુક આકારમાં બંધાયેલું જીવન તેની વધતી જરૂરીઆતો માટેનો વધારે સુંદર આકાર બાંધવાને તૈયાર હોય છે. તે સમયે મરણ આવી પહોંચે છે, અને વિશેષ આનંદ તરફ પ્રયાણ કરતા જીવનને દાબતું હોય તેમ લાગે છે; પણ મરણ તો જીવનને વધારે પ્રકાશ તરફ જવામાં સુગમતા આપે છે, તેને દાબી દેનાર આકારમાંથી જીવનને છુટું કરે છે અને વધારે યુવાન અને બળવાન શરીર બાંધવામાં તે જીવનને મદદગાર થાય છે.

તૃષ્ણાના તરંગોમાંથી જો આપણા સ્વાભાવિક આનંદ

અને જીવનને છુટાં કરીએ તો આપણી જીંદગી માટે વધારે પ્રકાશ શોધવામાં આપણને કદી નુકસાન થશે નહિ. આત્મા જેનો સ્વાભાવિક આનંદ જીવવાનો અને પ્રકાશમાં વધવાનો છે, તે આત્મા હુંપણાને રચતો નથી, પણ તૃષ્ણા હુંપણાને રચે છે, અને હુંપણાને આપણું મધ્યબિન્દુ બનાવે છે. તૃષ્ણા ભૂતાત્માને પોતાના સાધન તરીકે વાપરે છે, અને તે પછી આપણે એક પછી એક ઈન્દ્રિયોના સંવેદનોની તૃષ્ણા કરીએ છીએ. દરેક સંવેદન પ્રકાશ વિષે વધારે જ્ઞાન આપવામાં અનુભવની ગરજ સારે છે, પણ તૃષ્ણાને જ્ઞાન નહિ પણ ફેરફારની ઈચ્છા રહે છે, માટે તૃષ્ણા દરેક સંવેદનનું રહસ્ય જાણવા દેતી નથી. આપણે એક અનુભવ તો પુરો લઈ રહ્યા ન હોઈએ, તે પૂર્વે તૃષ્ણા બીજો અનુભવ સૂચવે છે. દરેક અનુભવ લીધા પછી થોડા વખતમાં કંટાળો ઉપજાવે છે અને તૃષ્ણાને વશ થઈ આપણે વસ્તુઓને નહિ પણ તે વસ્તુઓનાં ખોખાંઓને અનુભવીએ છીએ. તૃષ્ણા આપણને શાંત સંવેદનમાં આનંદ પામવા દેતી નથી. સુગંધમય પવનના ઝપાટા માફક જીવનના અનુભવો હોવા જોઈએ અને આપણે જુના સંવેદનને પુરૂં સમજ્યા પણ ન હોઈએ તે પહેલાં દરેક પવનના ઝપાટા સાથે નવું સંવેદન આવવું જોઈએ, તેવી આશા રાખવાની ટેવ આપણને તૃષ્ણા પાડે છે.

જીવન આપણે વાસ્તે પ્રજ્વલિત અગ્નિના ભડકા સમાન બને છે, અને જે ભડકાને આખો સમય ઇંધનની જરૂર પડે છે. આપણને લાગે છે કે જો આ જ્વાળા ઓછી થવા લાગી તો આપણે મરી ગયા. જેથી તે તૃષ્ણાની અગ્નિને

પોષણ મળે, એવાં સંવેદનો ગમે તે ભોગે આપણે નિરંતર શોધતાજ હોઇએ છીએઃ આત્માથી ભૂતાત્મા ઘણે દૂર હોવાથી તૃષ્ણાને લીધે ઘેન ચઢયું હોય તેવી સ્થિતિમાં રહેવાની ટેવ પડવાથી આપણે આપણા પોતાનામાં વિશ્વાસ ખોઈ બેસીએ છીએ. જ્યારે આખરે આપણે તેમાંથી છુટા થવા ઇચ્છીએ, અને તૃષ્ણાને લીધે પ્રકટેલા સંવેદનોને દૂર કરવા માગતા હોઇએ, ત્યારે આપણામાં સ્વતંત્રતા પાછી મેળવવાનું બળ હોતું નથી, અને જો કે આપણે જીવનથી કંટાળ્યા હોઈએ તો પણ નવા નવા સંવેદનો પાછળ ભટકીએ છીએ.

તૃષ્ણામાં ખરાખોટાની લાગણી હોતી નથી. તે તો અવિચારીપણે કાર્ય કરતી વિશ્વવ્યાપી શક્તિ છે.

એક પર્વતનો ઝરો એક ખડક ઉપરથી બીજી ખડક ઉપર અથડાતો જાય છે. તે ઝરો જેમ નીતિવાન્ કે અનીતિમાન્ નથી, તેમ આ તૃષ્ણા પણ નીતિમય કે અનીતિમય કહેવાય નહિ. જો કે તે આપણને પોતાનો હેતુ સિદ્ધ કરવા વાપરે છે, પણ તેમાં તેનો હેતુ આપણને હેરાન કરવાનો હોતો નથી. તેનાથી દોરાઈ આપણે કેવું દુઃખ સહન કરીએ છીએ, તે તે તષ્ણા જાણુતી નથી. તેનામાં ઘણું ડહાપણ હોવા છતાં તે તષ્ણા આંધળી છે. તે હેતુપૂર્વક આપણને પસંદ કરતી નથી. તેના કામ વાસ્તે જેમ તે આપણને ઉપયોગમાં લે છે, તેમ તે બીજાને પણ ઉપયોગમાં લે. જે પ્રમાણમાં આપણે તેને વશ થઈએ, તે પ્રમાણમાં તે આપણો ઉપયોગ કરે છે. પણ જો આપણે તેના પાશ-

માંથી છુટા થવા માગીએ તો તેને માઠું લાગતું નથી. તે અવિચારી નથી. કારણ કે સારૂં ખોટું પારખવાની તેનામાં શક્તિ નથી. પણ પોતાનો હેતુ સિદ્ધ કરવામાં તે આપણને અવિચારી બનાવી દે છે.

આપણે ભૂતાત્માને ગણતરીમાં લીધા સિવાય દરેક અનુભવને તપાસતાં શીખીએ તો આ તષ્ણામાંથી મુક્ત થવાની શરૂઆત થાય છે. જ્યારે મન અને હૃદય એમ કહે છે કે " આ આનંદનો વિષય છે, " પણ " આ **મારો** આનંદનો વિષય છે " એમ કહેતું નથી, ત્યારે ધીમે ધીમે ભૂતાત્માનું વક્તા તરફ લઇ જતું સાધન મંદ પડતું જાય છે. દરેક અનુભવ પુષ્પના સૌંદર્ય સમાન છે. પુષ્પને છોડવાપર રહેવા દો. તેના આકાર, રંગ અને ગંધમાં આનંદ માનો, પણ તેને અડકતા ના. તો તે પુષ્પ એક પ્રેક્ષક તરફ નહિ પણ સર્વ પ્રેક્ષકો તરફ પોતાનું સૌંદર્ય ફેલાવે છે. મનુષ્યથી નહિ બગાડવામાં આવેલું તેનું જીવન, જ્યાં સુધી ઇશ્વરીયોજનામાં તેનું મીશન પુરૂં ન થાય, ત્યાં સુધી પ્રકાશ આપ્યાં કરે છે. પણ તે પુષ્પને તમારૂં બનાવો, તમે તેના ભોક્તા બનો, એટલે તરતજ તે કરમાવા લાગે છે અને મરતાં પહેલાં તે પોતાના સંદેશનો દશમો ભાગ પણ આપી શકતું નથી, કારણ કે તમે તેની અને તેના સંદેશની વચ્ચે આવ્યા છો. જ્યારે ગ્રીષ્મ-ઋતુમાં કોઈ દિવસ પ્રાતઃકાળે તમે ખેતરો તરફ નજર કરો છો, અને ચારે બાજુએ તમે રમ્ય નિર્દોષતા જુઓ છો, અને જ્યારે મનુષ્યના હસ્તથી મલિન નહિ થયેલી કુદરતની ભવ્યતા સાથે યુવાવસ્થા પ્રકટ થાય છે, તે સમયે

તમે ધીમેથી બોલી ઉઠો છો " કેવું સુંદર ! " અને તે આશ્ચર્ય વધતું વધતુંજ જાય છે. પણ એકવાર જો એમ વિચાર કરો કે " **મારા** આનંદ વાસ્તે આ કેવું રમણીય છે ! " તેજ પળે તે બધું બદલાવા લાગે છે. અને નિર્મળ આકાશમાં ઉડતી કલ્પનાશકિત ઘાડી ધુમસમાં પોતાની પાંખો પછાડે છે.

દરેક અનુભવમાં યૌવનની, સૌંદર્યની અને વિજયની ભેટ રહેલી છે. અને તે ભેટ સાર્વત્રિક જીવનની છે. પણ તે અનુભવ ભૂતાત્માએ નહિ પણ જીવાત્માએ ગ્રહણ કરવો જોઈએ. આ વાસ્તે હાથ કોઇને પણ ઇજા કરવાથી મુક્ત હોવો જોઇએ, અને હૃદયમાંથી તૃષ્ણા ચાલી ગઈ હોવી જોઇએ.

તે વખતે દરેક અનુભવ પોતાનું રહસ્ય પ્રકટ કરે છે, કે તે અનુભવ બીજા અનુભવો સાથે જોડાયેલો છે. જો જીવાત્મા તે અનુભવની સાથે જાય, તો તે અદ્ભુતતાની નવી દુનિયાઓ ભણી દોરાશે. ઘણા અનુભવોથીજ જીવન સમૃદ્ધ થાય છે એમ નથી, પણ જો આપણે કોઇ એક અનુભવના હૃદયમાં ડોકીઉં કરીએ, અને ત્યાં વિશ્વવ્યાપી જીવનનો અખૂટ ખજાનો જોઈએ તો તે અનુભવથી જીવન સર્વ રીતે સમૃદ્ધ બને છે. તે સમયે બધી વસ્તુઓ અનંત પ્રકાશને પ્રતિબિંબિત કરવા લાગશે, તે અમુક કોઇનો પ્રકાશ નહિ, પણ તે પ્રકાશ કોમળ, ન ભંસાય તેવો અને બીજાને નમન કરાવે તેવો હોય છે. દરેક અનુભવ એ ચળકતા રત્ન જેવો થાય છે, અને જેમ તે ફેરવવામાં આવે તેમ તે નવીન સુંદરતા પ્રકટ કરે છે. સુંદર સૂર્યાસ્ત જેટલો

આનંદ આપે છે, તેટલોજ આનંદ આપવાનું બળ એક ઝાકળના બિંદુમાં રહેલું છે. નાના આનંદના પ્રસંગ કરતાં મોટા આનંદના પ્રસંગમાં વધારે જીવન કે વધારે પ્રકાશ રહેલો નથી.

એક પરમાણુ અને આખું વિશ્વ એકજ પ્રકારના આનંદની મૂર્તિઓ છે.

તે વખતે જીંદગી જીવાત્માને પોતાનો ખરો સંદેશ આપે છે. તે વખતે સઘળી જડ વસ્તુઓ દ્વારા પણ વિશ્વ-વ્યાપી જીવન પોતાનું સૌંદર્ય અને પ્રકાશ પ્રકટ કરે છે. જીવાત્મા આ બધું જોઈ રહે છે, જીંદગી પાસેથી કાંઇ પણ માગતો નથી, પણ જીંદગીની આનંદપરંપરાને અંગત નહિ એવા આશ્ચર્ય તરીકે ગણે છે; તે જીવાત્માને એવું ભાન થયાં કરે છે કે આનંદની પરંપરા તે કાંઈક ગુપ્ત રીતે આત્માના પોતાના સ્વભાવનું બાહ્ય સ્વરૂપ છે.

હરેક જીવતી વસ્તુ આનંદને બ્હાર કાઢે છે. આપણી ચારે બાજુએ આનંદ વ્યાપી રહેલો છે. તેને શોધવાને આપણે કોઈપણ સ્થળે જવાની જરૂર નથી. જેમને કર્ણ હોય તેમને વાસ્તે ધૂળનો હરેક પરમાણુ અનંત પ્રકાશ પ્રત્યે ગીત ગાઈ રહેલો લાગશે. ઘાસ, વાડ, વાદળ, સર્વ વસ્તુઓ આશ્ચર્ય સાથે ધીમેથી જણાવે છે કે “પ્રકાશ! પ્રકાશ!” જીવવાને વાસ્તે અને વધવાને વાસ્તે પ્રકાશ આકાશ (ખાલી જગ્યા)ની હરેક દિશામાં છવાયેલો છે; અને જ્યારે આપણે તેના જેવા, બાળક જેવા, તેમજ પ્રભુ જેવા બનીએ અને અજાણપણે પૂર્ણતા તરફ પ્રકાશના

જઇએ ત્યારે તે પ્રકાશ આપણામાં રેડાય છે.

જ્યારે આત્મા એક કારીગર તરીકે દરેક વસ્તુનું સુંદર હાર્દ જુએ છે, ત્યારે ભૂતાત્માનું રાજ્ય પુરૂં થાય છે, અને મુક્તિ સમીપ આવતી જાય છે.

---

## પ્રકરણ ૬ ઠું.

---

## નિયમદ્વારા મુક્તિ.

એવો કયો માનવીનો પુત્ર છે કે જેને વસ્તુને બનતી જોવામાં આનંદ ન પડે? વસ્તુની શરૂઆત, જુદા જુદા કકડા કેમ ભેગા કરવામાં આવે છે, અને તેમાંથી આખી વસ્તુ કેમ બને છે, આ બધું જોવા જેવો આનંદ જગતની ઘણી થોડી વસ્તુઓમાં હશે. પ્રથમતો તે ક્રિયા ક્રિયા તરીકે મનોહર લાગે છે. કોઈ પણ ક્રિયામાં અખૂટ નવીનતા ભરેલી લાગે છે, જાણે કે વિશ્વવ્યાપી હસ્ત અને વિશ્વ વ્યાપી યોજનાને પ્રકટ કર્યા સિવાય વિશ્વવ્યાપી શક્તિ કાંઇ પણ કરી શકે નહિ. વખત જતાં જેમ આપણે ઘણાં કાર્યો જોઇએ છીએ, તેમ તે બધા કાર્યોની પાછળ રહેલી એકતા, યોજના, અથવા નિયમ મનનું ધ્યાન ખેંચે છે. જ્યારે કોઇપણ વસ્તુ હયાતીમાં આવે છે, ત્યારે બે વસ્તુઓ જોવામાં આવે છે **કારીગરનો** હાથ અને **કળાકારનું મગજ**. એક ઘાસનું તણખલું બનાવવાને સંખ્યાબંધ પર-માણુ—બાંધનારાઓ જે વ્યવસ્થા શક્તિથી કાર્ય કરે છે, તે

જોનારના મનને આનંદમાં ગરકાવ કરી દે છે. પણ તે ઘાસની પત્તીનું ઉચ્ચતમ સ્વરૂપ જેને અનુસારે દરેક પરમાણુ આખી વસ્તુમાં પોતાનું યોગ્ય સ્થાન લે છે, તેનું દર્શન વધારે અદ્‌ભુત છે.

આ રીતે જીવન સતત કાર્ય કરી રહ્યું છે; તેને બાંધનારાઓને દોરી રહ્યું છે, અને બધા પાસેથી કાર્યમાં એકતાની માગણી કરે છે. અને દરેક રચનાની પછવાડે મહાન કારીગરની યોજના હોય છે. બાંધવાના કામમાં નાના ને મોટા બધા સમાન છે. પ્રભુએ નિર્મિત કરેલા ઉચ્ચતમ સ્વરૂપ પ્રમાણે મહાન્ દેવો સૂર્યમંડળ બાંધવામાં ભેગા થાય છે, પણ તેવીજ રીતે નક્કી કરેલા ઉચ્ચતમ સ્વરૂપ પ્રમાણે કાર્બનના પરમાણુઓ હીરો બનાવવાને અમુક બાજુએ ગોઠવાઈ જાય છે. યોજના પ્રમાણે પાપી મનુષ્યમાંથી સંત બને છે. તેજ યોજના પ્રમાણે બાળકનાં આંસુ સુકાય છે, અને રમકડું મળવાથી તેના મુખ પર હાસ્ય છવાઈ રહે છે.

સઘળાં દૃશ્ય અને અદૃશ્ય ભુવનો રચવામાં પ્રકૃતિમાં કાર્ય કરતી એક ઉચ્ચતમ હાથની શક્તિઓ રૂપે લાખો હાથ કામ કરી રહ્યા છે. જ્યાં કોઇ પણ જાતની રચના હોય છે, ત્યાં તેના બંધારણમાં દિવ્ય યોજના છે અને સઘળું જીવન ઇશ્વરી મનની વિશાળ, સર્વ વ્યાપી અદ્‌ભુત યોજના છે. સઘળું જીવન ઈશ્વરી મનના વિચારોથી ભરેલું છે. હવાનો દરેક પરમાણુ પોતાને સોંપવામાં આવેલા રચનાના નાના કામમાં વ્યવસ્થા અને સાંદર્ય સાથે ભાગ લે છે, તે પ્રમાણમાં તે પરમાણુ આનંદિત બને છે. અગ્નિ

પણ તે ઇશ્વરી યોજના પ્રમાણે બળે છે; તેજ યોજના પ્રમાણે હવા ઝીલે છે, પાણી પોષણ આપે છે, અને પૃથ્વી વસ્તુઓ પુરી પાડે છે. બધી સત્ય વસ્તુઓમાં એક પરમ સત્ય એ છે કે ઇશ્વરી યોજના કાર્ય કરી રહી છે, અને મનુષ્યો તથા વસ્તુઓએ યોજનાના નિયમો સમજવા જોઇએ. પૃથ્વીના પડમાં, દરિયાની ઉંડાઇમાં, વાતાવરણની મર્યાદામાં જ્યાં ત્યાં એકજ અવાજ સંભળાઇ રહ્યો છે કે " યોજના ! યોજના ! "

જો તન્હા મનને ભ્રમિત ન કરે તો યોજના જે રીતે કાર્ય કરે છે, તે જોવું તેના કરતાં વધારે પવિત્ર અને ઉચ્ચતમ બીજું કાંઇ હોઇ શકે નહિ.

પણ તે તન્હા જલ્દીથી આપણા વિચારોમાંથી જીવાત્મા કરતાં જુદું હુંપણું રચે છે. તે આ હુંપણાને એક કાચ તરીકે વાપરે છે કે જે કાચ આપણી દૃષ્ટિને ભ્રમિત બનાવે છે. તૃષ્ણાના ભ્રમથી અસર થયા વિના જીવાત્મા એકજ યોજના અને એકજ નિયમ જુએ છે, અને હુંપણાનો ખ્યાલ તેને રસ વગરનો લાગે છે, પણ તન્હા હુંપણું પ્રકટાવે છે અને બીજા બધા "હું" થી તેને જુદો પાડે છે, અને તરતજ બધા વિચારો હુંપણાથી રંગાય છે. જો તન્હા ભુતાત્માને પોતાના કાર્યનું મધ્યબિન્દુ બનાવે તો તન્હાને તેથી વધારે લાભ પોતાને માટે થાય છે. કારણકે જ્યાં જીવાત્મા અચળ રહી શકે ત્યાં પણ ભુતાત્માને તો અભિમાન, ક્રોધ કે ખોટી બડાઇની અસર થવા લાગે છે. જેમ જેમ જંગલી મનુષ્યમાંથી સુધરેલા મનુષ્યની સ્થિતિમાં મન

આવે છે, તેમ તેમ તન્હા બધી વસ્તુઓને હુંપણાના ધોરણુથી માપે છે. કોઇપણ બીજો ભૂતાત્મા જો હુંપણાથી ઉત્પન્ન થતા ભેદભાવની વચમાં આવે, તો તે ભૂતાત્મા પ્રત્યે તે હુંપણું સ્વાભાવિક રીતે વિરોધ દર્શાવે છે. તન્હાથી નહિ રંગાએલું મન પોતાના પર તેમજ બીજાઓ પર કાર્ય કરી રહેલા નિયમને માન આપે છે, તેજ મન તૃષ્ણાથી રંગાતા બીજા ભૂતાત્માઓની હયાતી માત્ર પ્રત્યે પોતાનો અણગમો પ્રકટ કરે છે. તે પોતાનું નિર્ણય કરવાનું ધોરણ બીજા કોઈના પણ કહેવાથી બદલતું નથી. તેના ત્રાજવામાં પડેલી વસ્તુ નાની છે કે મોટી, તે મન જોતું નથી. તે જીવનમાં કોઈ પણ વસ્તુને માન આપવા લાયક ગણતું નથી. કારણકે દરેક વસ્તુ મનને તો તેના ઉપર કાર્ય કરવા યોગ્ય પદાર્થરૂપ લાગે છે, અને મન જાહેર કરે છે કે કોઈ પણ વસ્તુનો નિર્ણય કરવાનું કામ તેનુ પોતાનું છે.

જે પળોમાં ભૂતાત્મા થોડા વખતને વાસ્તે ઉંઘતો હોય છે, તે પળે જીવાત્મા બધે નિયમોને જુએ છે. અને મન એ જીવાત્માનું હથીયાર હોવાથી મન સમજવાને પ્રેરાય છે. પણ તન્હા મનની સમજશકિતને મલીન બનાવે છે. દરેક નિયમને સમજીને, તેને એક યોજના નીચે બધા જીવોને એકત્ર કરવા માટે વાપરવાને બદલે, અભિમાનને પોષવાના સાધન તરીકે નિયમને વાપરવામાં આવે છે, કે જે અભિમાનને તન્હા હુંપણામાંથી બ્હાર લાવે છે. તેથી ભૂતાત્મા બીજાઓથી અલગ ઉભો રહે છે એમ સમજીને કે તે એકલોજ બરાબર સમજે છે. પણ જ્યારે ભૂતાત્મા બીજા ભૂતાત્માઓ સાથે કામ કરવા લાગે છે, ત્યારે તે

બીજાઓ સંબંધી ટીકા કરવા માંડે છે, કારણ કે જે નિયમોને તે જાણે છે, તે નિયમો તેઓ જાણતા નથી એમ તેને લાગે છે. તન્હા ભેદભાવને વધારે છે, કારણ કે હુંપણાથી ભરેલું વ્યક્તિત્વ વિરોધના હલકા અને આબેહુબ વિચારોને જન્મ આપે છે, કે જે વિચારોથી તન્હાને પુષ્ટિ મળે છે; તે વખતે હુંપણાથી મુક્ત જીવાત્મા સર્વ મનુષ્યો વાસ્તેની યોજનાના સૂક્ષ્મ અને દયાભર્યા વિચારો જેમાં નિંદાને કાંઈપણ સ્થાન હોઈ સકે નહિ, તેનું ચિંતન કરે છે.

હરેક નિયમની શોધથી ભૂતાત્મા ભેદભાવને તીવ્ર બનાવે છે. વસ્તુતઃ ભૂતાત્મા કોઈ નિયમને બરાબર રીતે જોઇ શકતો નથી, અથવા તે નિયમનું પૂર્ણ કાર્ય જોઇ શકતો નથી, કારણ કે ભૂતાત્મા નિયમને અમુક અંશેજ સમજી શકે, વધારે રીતે નહિ. માટે ભૂતાત્માની હરેક યોજના સંકલનાબદ્ધ અથવા સંગત રીતે કાર્ય કરવાને બદલે તે યોજનાઓને ફળીભૂત થવામાં ઘણી નિષ્ફળતાઓ મળે છે. હરેક નિષ્ફળતાનો બોજો ભૂતાત્મા બીજાપર નાખે છે. પોતાને નિયમનું અપૂર્ણ જ્ઞાન છે, તેવો તેને ખ્યાલ પણ આવી શકે નહિ. તૃષ્ણા મનને અંધ બનાવે છે તે એટલે સુધી કે મનને લાગે પણ નહિ કે અમુક બાબતમાં ચાલાક હોવા છતાં તે ઘણી બાબતોમાં ભુલ કરે છે. જેમાં હુંપણાનું પોષણ થાય, તેવે માર્ગે મન બહુજ વૃદ્ધિ પામે છે, પણ જેમાં બીજાઓ સાથે ઐક્ય અનુભવાય તેવા માર્ગે તેની ગતિ બહુ ધીમી હોય છે.

આ પ્રમાણે હુંપણાને વારંવાર ઉઝરડા પડે છે; પણ તૃષ્ણાને તો મલમ જેટલાજ ઉઝરડા પણ ઉત્સાહજનક

હોય છે, તે હુંપણાના અભિમાનને પ્રબળ બનાવે છે, અને તેને વધારે અડગ કરે છે. જ્યારે બીજાના પ્રેમના દબાણને લીધે મન ઉપર હ્રદયનો પ્રભાવ પડવાની પળ આવી પહોંચે ત્યારે પણ જીવાત્મા અને તેના પ્રિયજન વચ્ચે સૂક્ષ્મ પડદો ઉભો થાય છે.

જીવાત્મા પોતાના હાથ બીજાને મદદ કરવા લંબાવે છે, પણ અદૃશ્ય સાંકળો તેને અટકાવી રાખે છે. દીલાસાનો જે શબ્દ કહેવો જોઇએ તે કહેવાતો નથી. મનને ખબર પડે તે પહેલાં પણ પાંખવાળી મીનીટ ચાલી જાય છે. બીજાના ઘાની સાથે એક થવાને જે હ્રદય કુદી પડે છે, તેને પોતાના આ વેગને વાસ્તે શરમીંદુ બનાવવામાં આવે છે. એક હજારને એક રીતે તૃષ્ણા વિકાસ પામતા મનમાં ખલેલ પહોંચાડે છે, નવા નિયમોના અપૂર્ણ જ્ઞાનથી હુંપણાને પોષે છે, અને જ્ઞાનનો ખોટો ખ્યાલ અને તે સાથે ખોટી સહી સલામતી આપે છે.

જ્યારે મન દરેક જુદા નિયમમાં બીજા નિયમો સાથે જોડનાર સાંકળને શોધે છે, ત્યારે તૃષ્ણાથી સ્વતંત્ર બનવાની ક્રિયા શરૂ થાય છે. કોઇપણ નિયમ તદ્દન જુદો નથી, અને બધા નિયમો એક બીજા સાથે જોડાયેલા છે, તેથી મન એક નિયમદ્વારા બીજા નિયમોને શોધવા દોરાય છે. મનની ધારણા વચમાં ઉભા રહેવાની અને ત્યાંથી એક પ્રશ્ન નહિ પણ સઘળા પ્રશ્નો જોવાની હોવી જોઇએ. જો મન ઠરી જવાનું ન હોય, અને આપણને દગો દેવાનું ન હોય તો વિકાસ પામતા મનને વાસ્તે અખિલ વસ્તુનો બધો ખ્યાલ ઘણો જીવન આપનારો છે.

વિશ્વ વિશાળ છે, અને મનુષ્યનું મન ઘણું નાનુ છે, તેથી જે દરેક સિદ્ધાંત મન રચે છે તે જરૂર ક્ષણિક હોવો જોઇએ. ગમે તે પળે એક નવી બાબતની શોધ તે બાંધેલા સિદ્ધાંતને તોડી નાંખે. પણ મન આ નિરંતર ઉત્પન્ન થતી દયાજનક સ્થિતિ વાસ્તે તૈયાર હોવું જોઇએ; અને પોતાનો નાશ થાય ત્યારે પણ તેને અડગ રહેવું જોઈએ. જ્યાં સુધી મન પૂર્ણ રીતે અને છૂટું ન થઇ શકે તેવી રીતે અમુક સિદ્ધાંત સાથે તન્મય થઈ જાય છે, ત્યાં સુધી તેનું ખરૂં કર્તવ્ય ભુલું પડી જાય છે. મન જેટલા પ્રમાણમાં વસ્તુનું ખરૂં સ્વરૂપ સમજવાને નિષ્પક્ષપાત રહે, તેટલા પ્રમાણમાં તે મન આત્માને ઉપયોગી છે. મન જાણે અમુક વસ્તુ ઉપર નીચે ઉતરવાનું હોય, તે રીતે તેની ઉપર તેણે ભમ્યાં કરવું, પણ તે મને નીચે ઉતરવું નહિ. મન તરીકે મન અમુક છેવટના નિર્ણય ઉપર આવી શકે નહિ.

મન જ્યારે શાંત અને વિરક્ત બની મધ્યબિન્દુમાંથી કામ કરે છે (તે મધ્ય બિન્દુ ગમે તેટલું ક્ષણિક હોય તો પણ) તેટલો વખત દરેક નિયમના સંબંધમાં મન અદ્‌ભુત બાબત શીખે છે. તે અદ્‌ભુત બાબત એ છે કે નિયમની સાથે **દયાનો** સંદેશ રહ્યો છે. દરેક નિયમ બીજા નિયમોની સાથેની પોતાની એકતા પ્રતિપાદન કરે છે, પણ તે સાથે **સર્વ જીવનની એકતા પણ** તે બતાવી આપે છે.

નિયમ એ જેની સામે કોઈ થઇ શકે નહિ, તે પ્રભુની ઈચ્છા (મહેચ્છા)નું નિષ્પક્ષપાત કથન છે, છતાં તે **ઇચ્છાનું** હાર્દ પૂર્ણ ખાતરી આપે છે કે પ્રભુની ઈચ્છાને મૂર્તિમંત

કરતો આ વિશ્વનો દરેક ભાગ તે **મહેચ્છાની** સાથે એક રૂપ થવા સમીપ સમીપ આવતો જાય છે. પ્રથમ તો પવિત્ર મન દરેક નિયમના હૃદય રૂપે શાંતિ અને શક્તિને જુએ છે. આગળ જતાં તેને ભવ્યતા સાથે દર્શન થાય છે કે દરેક નિયમ એ પ્રેમનું કથન છે; ત્યારે તેને જણાય છે કે જે નિર્ણયમાં દયા નથી, તે કોઇ નિયમની વિરૂદ્ધ જાય છે.

ઉપરના નિયમનું ભાન થતાં મનમાં રહેલી નિષ્ઠુરતા ચાલી જાય છે, અને દયા એ પવિત્ર મનનું વાતાવરણ બને છે. આ રીતે પવિત્ર બનેલું મન વિશ્વવ્યાપી મનનું નાના પાયાપર પ્રતિબિંબ બનેલું ખોખું બને છે, અને જીવાત્માનું મન એ દિવ્ય મનના અનંત વર્તુલનો એક ભાગ બને છે. શાશ્વત ઉચ્ચ સ્વરૂપોથી મન ભરાય છે, અને તેમનું ચિંતન કરવાથી મન સત્યને જોઈ શકે છે; એટલુંજ નહિ પણ આત્માની **ચ્હાવાની** અને **બચાવવાની** શક્તિઓ છુટી થાય છે.

જેવી રીતે સંગીતનાં બધાં વાજીંત્રો એક વિષય પ્રકટ કરવાને એકસૂર બની જાય છે, અને તેમાંથી નીકળતા ધ્વનિની તીવ્રતા અને પૂર્ણતા અદૃશ્ય દુનિયાને ભરી નાખવાને દૃસ્ય દુનિયાની મર્યાદાને ઓળંગી જાય છે, અને જેવી રીતે તે વખતે સંગીતપ્રિય મનુષ્ય આ કરતાં જુદી દુનિયાની ઝાંખી આપતા દ્વાર પોતાની કલ્પના શક્તિ આગળ ઉઘડતાં જુએ છે, તેવીજ રીતે તૃષ્ણાથી મુક્ત થયેલા મન આગળ જીવનના પ્રશ્નોનું ચિંતન આ બાજુએ તેમજ પેલી બાજુએ અદ્ભુત દેખાવો પ્રકટ કરનારાં દ્વાર ખુલ્લાં કરે

છે કે જે મન જુએ છે, પણ પૂર્ણ રીતે તેને દર્શાવી શકતું નથી. આ પ્રમાણે ચિંતન કરતું મન ચ્હાવા લાગે છે, અને તેનો પ્રેમ સર્વ મનુષ્યોની મર્યાદા સુધી પહોંચી જાય છે. જ્યારે નિયમને ચ્હાનાર મનુષ્ય ઈશ્વરી મનની સાથે સંબંધમાં આવનાર તત્ત્વજ્ઞાની બને છે, ત્યારે મુક્તિ સમીપ છે.

## પ્રકરણ ૭ મું.

### મુક્તિ.

મુક્તિ સુધી પહોંચતા લાંબા રસ્તાનો અંત મનુષ્યના હૃદયમાં રહેલો છે. જો મનુષ્ય સમજે તો મનુષ્યનું **હૃદય** અને **માર્ગ** એ એકજ છે. જ્યારે પશુમાંથી તે મનુષ્યમાં આવે છે, ત્યારે જંગલી તરીકેની શરૂઆતની સ્થિતિમાં પણ તે જે કાંઈ વિચારે છે, તેને જે કાંઈ લાગે છે, અને તે જે કાંઇ કરે છે, તે સર્વમાં છેવટની પૂર્ણતાનું રહસ્ય વણાયું હોય છે. જીવાત્મા થયો એટલે દરરોજ તે પોતાના પ્રયત્નના પરિણામે મુક્તિની સમીપ આવતો જાય છે. ઉત્પન્ન કરવાની શક્તિ જે દરેક મનુષ્યમાં રહેલી છે, તેમાં મુક્તિ તરફ જવાનો પ્રયત્ન રહેલો છે. જંગલી મનુષ્ય પણ કાંઇક વિચિત્ર, કાંઈક આશ્ચર્યકારક, કાંઈક નવીન વસ્તુ પ્રકટ કરવાને ઈચ્છે છે. સુધરેલો મનુષ્ય પોતાની લાગણીઓ, વિચારો અને કૃત્યોદ્વારા નિરંતર કાંઈ કરતોજ હોય છે. કારણ કે જેમ જેમ જીવાત્મા વિકાસ પામતો જાય છે, તેમ તેમ તે દરેક પગથિયે જીવનની શક્તિઓનું રૂપાંતર કરનારી ભઠ્ઠી

બને છે, તેમજ દિવ્ય આશ્ચર્યનાં બીજને પોષણ આપનારી જમીન તે બને છે. તે જે દરેક શક્તિને પૂર્ણ રીતે ખીલવે છે, તે ગર્ભાશય બને છે કે જ્યાં એક બાળક મોટું થતું જાય છે કે જેના હોઠ મુક્તિનો સંદેશ બોલી બતાવશે.

જ્યાં સુધી ગર્ભાશય પોતે પોષણ કરેલા બાળકને બ્હાર ન મોકલે ત્યાં સુધી જીવાત્મા એ મુક્તિની અભિલાષાથી બેચેન રહ્યાં કરે છે. જ્યારે બાળક જન્મે છે, અને કલ્પનાશક્તિ તેની ઉત્પન્ન કરેલી વસ્તુથી જુદી રહી શકે છે, ત્યારે દુઃખનો અંત આવે છે. જ્યાં સંખ્યાબંધ મનુષ્યો અમુક કાર્ય કરવાને ઉદ્યમે લાગ્યા હોય, ત્યાં ઉત્તમ પ્રકારની સંસ્કૃતિ માલુમ પડે છે. જ્યારે જીવાત્મા તૃષ્ણાની ગુલામગીરીમાંથી છુટો થાય છે, ત્યારે મુક્તિ સમીપ હોય છે. જ્યારે મનુષ્ય પોતાની ભેટો સૃષ્ટિને અર્પણ કરે છે, ત્યારે મુક્તિની શરૂઆત થાય છે. મનુષ્યોના સામાન્ય જીવનમાં જીવાત્માના ભીતરમાંથી કાંઈક વસ્તુનો ઉમેરો થવો જોઇએ. એક જીવ ભજન, સંવાદ કે કાવ્ય રચશે; બીજા જીવો ચિત્રથી, શિલ્પથી પત્થરના કોતરકામથી, સંગીતથી, નૃત્યથી કે ગીતથી કાંઇ કાંઇ રચતા હોય છે. જીવાત્મા કાંઈક ભવ્ય અને મહાન્ વસ્તુ સરજવાને ઝંખે છે, તલસે છે. હૃદય તે વખત સ્વાર્પણનાં કાર્યો કરવાને પ્રેરાય છે. કદ બીનમહત્ત્વનું છે. કોઇ બીજાને વાસ્તે જીવન અર્પણ કરે, તેમાં જેટલી મહત્તા છે, તેટલીજ મહત્તા એક નાના પ્રેમના બીજમાં —દાખલા તરીકે મિત્રતાભર્યા હાસ્યમાં રહેલી છે.

પ્રેમમાંથી પ્રકટ થતી દયા કાંઈ સરજવાને—ઉત્પન્ન

કરવાને પ્રેરણા કરે છે, અને જ્યાં સુધી સામાજીક પુનરૂદ્ધારની મોટી યોજનાઓ ફળીભૂત ન થાય, અને મનુષ્યોનાં દુઃખો તે રીતે ઓછાં ન થાય, ત્યાં સુધી જીવાત્માને આરામ મળતો નથી. જે આનંદ જીવનમાંથી પ્રકટે છે, તે ઉત્પન્ન કરવા પ્રેરણા કરે છે, અને જીવે મનુષ્યોને પ્રેરણા આપે તેવું કાંઇક રમ્ય ઉત્પન્ન કરવું જોઇએ. જે શાંતિ જ્ઞાનમાંથી પ્રગટે છે, તે ઉત્પન્ન કરવા પ્રેરણા કરે છે. અને જીવે નવાં તત્ત્વજ્ઞાન અને નવા વિજ્ઞાનદ્વારા મનુષ્યો વાસ્તે નવા માર્ગો ખુલ્લા કરવા જોઇએ. જ્યાં સુધી મનુષ્યને સરજતાં ન આવડે, ત્યાં સુધી મુકિતના માર્ગપર કોઈ ચાલી શકે નહિ. કારણ કે **મુકિત** એટલે **ઘણાનું એક થવું** તે, અને આત્માની દરેક શકિતને જીવનની દરેક ભૂમિકાપર કાંઇને કાંઈ ઉત્પન્ન કરવા વાસ્તે કેળવવાથીજ મનુષ્યરૂપ વ્યકિત સમષ્ટિરૂપ પ્રભુ સાથે પોતાનું છુપું ઐક્ય સાધી શકે. તમે પૂછશો કે આત્મા ઉત્પન્ન કરતાં શી રીતે શીખી શકે ? જ્યારે જીવ તૃષ્ણાથી મુકત થાય છે, ત્યારે જીવનનો હેતુ ઉત્પન્ન કરવાની કળા શીખવવાનો હોય છે.

તૃષ્ણાને વશ થયેલ મનુષ્યે પાડેલી દુઃખની દરેક બુમમાં બીજા વાસ્તે જ્ઞાન અને સૌંદર્યનું તત્ત્વ રહેલું છે. જ્યારે જીવ તૃષ્ણાથી મુકત હોય છે, ત્યારે પોતાના દુઃખમાં તે બીજાઓ વાસ્તેનો સંદેશ જોઈ શકે છે. જો કે કોઇ પણ મનુષ્ય **પોતાને** બચાવી શકે નહિ, પણ તે છતાં તે **બીજાને** બચાવી શકે. દરેક દુઃખનો છુપો સંદેશ એ છે કે મનુષ્યનું **ભવિષ્ય જગદુદ્ધારક** થવાનું છે.



# પ્રકરણ ૮ મું.

## અદ્ભુત કુમારિકા.

જ્યારે ઉપર પ્રમાણે દિવ્ય બાળક ત્રણ બ્હેનો–પ્રેમજીવિકા પ્રકાશજીવિકા અને નિયમજીવિકા સાથે બોલ્યો, ત્યારે તે તેમને પગલે પગલે સમજાવી શકયો કે સરજનશક્તિ વિના મુક્તિ હોઇ શકે નહિ. પણ સરજનના માર્ગો, કળાઓના સાંકેતિક ભાગો, અસૌંદર્યમાં સૌંદર્યનું દર્શન આ બધું તેણે જાતે તેમને શીખવ્યું નહતું. આ કામતો એક અદ્ભુત કુમારિકાએ કર્યું કે જે કુમારિકા તે દિવ્ય બાળક સાથે નિરંતર રહેતી હતી. તે તો તે દિવ્ય બાળકની ભગિની હતી; તેના કરતાં વયમાં ઘણા વર્ષે તે મોટી હતી. તેને તે બ્હેન વાસ્તે એટલો બધો પૂજ્યભાવ હતો કે તેના વિચારોમાં તે સદા રમતી હતી. જ્યારે જ્યારે તે દિવ્ય બાળક લોકોને શિક્ષણ આપતો, ત્યારે ત્યારે તે અદ્ભુત કુમારિકાનો સ્વભાવ તેના બધાં વ્યાખ્યાનોમાં અંતર્ગત થયેલો દેખાતો હતો. તે નિરંતર તેની સાથે જ રહેતી હતી. પોતાની કલ્પનાઓ કરતી હતી, અને તે જે કહેતો તેમાં એક શબ્દ પણ ઉમેરતી ન હતી. પણ જ્યારે જ્યારે તે સરજનના સંબંધમાં બોલતો, ત્યારે ત્યારે સર્વને તે કુમારિકા પાસેથી તેની પ્રેરણા લેવા સૂચવતો હતો.

કારણકે તે આખા જગતની મોટી કારીગર હતી. તેના કલ્પનાના સ્પર્શથી દરેક વસ્તુમાં છુપાયેલી સુંદરતા તે બ્હાર લાવતી હતી. તે સર્વ હુન્નરો અને શિલ્પમાં રહેતી

હતી, અને જ્યારે તે તેમાં કાંઇ નવું ઉત્પન્ન કરવા આવતી, ત્યારે આશ્ચર્યનું બીજ ત્યાં દેખાતું હતું. જે સઘળું દિવ્ય બાળકને જ્ઞાનરૂપ ભાસતું હતું, તે તે કુમારિકાને કળારૂપે દેખાતું હતું. સૌંદર્યનાં જે ભવ્ય દર્શનો તેની કલ્પનામાંથી નીકળતાં, તે દર્શનોને તે તેને વાસ્તે તેમજ બીજાઓ વાસ્તે કળાના પૂર્ણ નમુના રૂપે પ્રકટ કરતી. દરેક કળા અને શિલ્પની બાબતમાં તે જે કાંઈ કરતી, તે બીજાને ઉપમાન ( ધોરણ ) રૂપ થતું હતું. આ બેને જોવાં તે લોકો વાસ્તે ભવ્યદર્શન હતું. તે જ્યારે મુક્તિવિષે શીખવતો હતો, તે વખતે તેના જ્ઞાનમાં જે પ્રકાશ હતો તે તે કુમારિકાનો હતો. ઘણા થોડાજ જીવો—દાખલા તરીકે બાળકો અને પવિત્ર હૃદયના કારીગરો—તેના ઝગઝગતા પ્રકાશ સામું જોઈ શકતા. તે કુમારિકા સૌંદર્યનું એક રૂપ નહિ પણ બધાં રૂપો રૂપ હતી. તેને જોતાં પ્રેક્ષકની કલ્પનામાં પૂતળાંઓ, કાવ્યો, સઘળા પ્રકારનાં મધુર ગીતો એકજ વખતે ઉદ્ભવતાં હતાં.

પણ આ બધામાં પૃથ્વી અને સ્વર્ગને એક કરનાર તે દિવ્ય બાળકનો અદ્ભુત સ્વભાવ પણ જણાઇ આવતો હતો. તે કુમારિકા જાતે તો એક નાનું કામ કરી શકે નહિ. તે તો દિવ્ય બાળકનું પોતાનું રહસ્ય હતું—પણ તે કુમારિકા પાસે પણ પોતાનું રહસ્ય હતું. અને તે અમુક વસ્તુ કયા પૂર્ણ રૂપમાં પ્રકટ કરવી, તે તરતજ જાહેર કરવાનું કામ હતું. તે દરેક કળાની વિગતોમાં નિપુણ હતી. અને તેની કલ્પનાના આમંત્રણથી સર્વ વસ્તુઓમાં રહેલું શાશ્વત સૌંદર્ય બ્હાર નીકળી આવતું હતું.

જે લોકોને સૌંદર્યવાળી વસ્તુઓ ઉત્પન્ન કરવાની હોય, તે સર્વને તે દિવ્ય બાળક તે કુમારિકા પાસેથી તેની પ્રેરણા ગ્રહણ કરવાને શીખવતો હતો. તે જણાવતો હતો કે તે જ્યારે ચાલ્યો જશે, ત્યારે જેઓ તેને પોતાના દોરનાર તરીકે ગણતા હશે તેમને તે કુમારિકા અદ્દ્ભુત વસ્તુ કેમ ઉત્પન્ન કરવી, તેની પ્રેરણાના કામમાં દોરવાનું કામ કરશે.

તેણીના નેતૃત્વ નીચે તન્હા જાતે મનુષ્યનું સાધન અને મદદગાર બની જશે. ભૂતકાળના જમાનાના તેમજ વિશ્વના દરેક ભાગના નોંધપત્રો જે તન્હાના પ્રવાહમાં હતા, તે બધા સરજન કરવા ઇચ્છતા જીવાત્માને પારકી ઠોકરે મેળવેલા અનુભવ (Vicarious experience) ના ખજાના રૂપ થયા. જે સામગ્રી વડે નવીન વસ્તુઓ ઉત્પન્ન કરવાની હતી, તે સામગ્રી તે જીવાત્માનો પોતાનો એકલો અનુભવ નહતો; તન્હાને કોઈપણ સ્થળે લાગ્યું હોય અથવા તન્હાએ અનુભવ્યું હોય, તે બધો અનુભવ હવે જીવાત્માની સેવામાં મોજુદ હતો. આનું કારણ એ હતું કે હવે તે જીવાત્મા હુંપણાથી છુટો થયો હતો, અને ઉત્પન્ન કરવાની કળા શીખ્યો હતો.

દિવ્ય બાળકના ગયા પછી પણ એક ચિત્ર લોકોના મનમાં રહી ગયું. તે તે કુમારિકાની સોડમાં ભરાયેલા દિવ્ય બાળકનું ચિત્ર હતું, અને તે કુમારિકાનો હાથ દિવ્ય બાળકના શરીરની આસપાસ વીંટાળેલો હતો. તે બાળકે જગત તરફ દૃષ્ટિ કરી, ત્યારે કાંઇક ભવ્ય વસ્તુ તેની નજરે પડી, અને તે કુમારિકા તેની સાથે હતી, તેથી તે દર્શનનું સૌંદર્ય ઘણું

વધી ગયું હતું. પછીના વર્ષોમાં જ્યારે લોકો દોરવા વાસ્તે તેને પ્રાર્થના કરતા હતા, ત્યારે તેમના મનમાં રહેલી તેની મૂાત તે કુમારિકાની મૂર્તિરૂપે ફેરવાઈ જતી હતી. તેમજ વળી જેઓ કળાકારો હતા તેઓ જ્યારે તે અદ્દભુત કુમારિકાની પ્રાર્થના પ્રેરણા વાસ્તે કરતા હતા, ત્યારે કોઇ કવાર તેની મૂર્તિ તે દિવ્ય બાળકની મૂર્તિરૂપે ફેરવાઇ જતી હતી.



## પ્રકરણ ૯ મું.



### દિવ્ય બાળકનું ગમન.

તે દિવ્ય બાળક વાસ્તે તે ત્રણ બ્હેનોને છોડી જવાનો સમય આવી પહોંચ્યો. તેઓ જુદા પડતી વખતે તેને પગે લાગી, અને તેણે દરેકને તેના સંદેશવાહક થવાને ફરમાવ્યું જોકે તેણે આપેલાં કેટલાંક શિક્ષણો તેઓની સમજશક્તિ ઉપરના હતાં, છતાં તેણે તેમને તેનાં શિક્ષણો ફેલાવવાનુ કામ સોંપ્યું. તેણે તેમને કહ્યું કે "જે પ્રમાણમાં લોકો તરફના પ્રેમને લીધે તમે મારો સંદેશ સરલ અને સ્પષ્ટ કરશો, તે પ્રમાણમાં દૂરથી પણ હું તમારી સાથે રહીશ. હું અને મારો સંદેશ ભિન્ન નથી. અને જ્યારે જ્યારે તમે મારી ભાવના સમજાવવા પ્રયત્ન કરશો, ત્યારે ત્યારે હું તમારા વિચારોમાં રહી, તે વિચારોપર પ્રકાશ નાખીશ." તે ત્રણ બ્હેનો પોતાનાપર મૂકવામાં આવેલા બોજાનો વિચાર કરતાં ઘણું રડી. તેમને લાગ્યું કે જ્યારે તેઓ તેનો દિવ્ય

સંદેશ સમજાવવા પ્રયત્ન કરશે, ત્યારે લોકો તે સંદેશ તેમના ગુરૂનો છે, તેમનો નથી, તે ભૂલીને તેમને ઉંચે આસને બેસાડશે. અને જ્યારે થોડા સમય પછી લોકોને આ નોકરોની ખામીઓ જણાશે, ત્યારે તેઓ તિરસ્કાર સાથે તેમના સંદેશથી વિમુખ થશે. કારણ કે જે પૂતળું તેમણે ઉભું કર્યું હતું, તેના પગ માટીના હતા. આ વિચારથી તે બ્હેનો સખ્ત રીતે રડી, પણ તે દિવ્ય બાળક તરફ નજર કરી ત્યારે આંસુની અંદર થઇને હસવા લાગી.

તે બ્હેનોને પોતાની સંદેશવાહિકાઓ તરીકે સ્થાપીને તે દિવ્ય બાળકે તેમને જુદા પડતી વખતે આશીર્વાદ આપ્યો. તે પ્રથમ પ્રેમજીવિકા તરફ વળ્યો, તેની આસપાસ પોતાના હાથ નાખ્યા અને આશક માશુકની માફક તેણે તેના હોઠપર ચુંબન કર્યું અને કહ્યું "જ્યારે તમે દયા બતાવશો, ત્યારે હું તમારી છેક નજદીક હોઇશ." પછી તે પ્રકાશજીવિકા તરફ વળ્યો, અને તેણીએ પોતાના હાથ તેના ભણી લંબાવ્યા. તે તે હાથ સાથે થોડીવાર રમ્યો, પણ તેણે તેને બીલકુલ ચુંબન કર્યું નહિ. તે તેણીને જોઇને હસ્યો, પણ એકપણ શબ્દ બોલ્યો નહિ. મને લાગે છે કે કોઈક રીતે તે પ્રકાશજીવિકાની વધારે સમીપ હશે, કારણકે તેણીની ચક્ષુમાં રહેલું કાંઇક તેની ભવ્ય કલ્પનાનું સ્મરણ કરાવતું હતું. પછી તે નિયમજીવિકા તરફ વળ્યો. સૌથી નાની બ્હેન તેને પગે પડી, અને તે ઘુંટણીએ પડયો, અને તેનું અશ્રુપૂર્ણ વદન પોતાના હાથમાં લીધું, તેની ચક્ષુઓ સામે જોયું અને તેને ચુંબન કર્યું.

તે બાળકના જેવું નિર્દોષ ચુંબન હતું, અને તે ચુંબન આપતાં તેણે કહ્યું "નાની બ્હેન!"

આ પ્રમાણે તે દિવ્ય બાળક ત્રણ બ્હેનોને મૂકી ચાલ્યો. અને તે દરેકને લાગ્યું કે તેનો સૌથી સારો ભાગ તેની સાથે ચાલ્યો ગયો. તે છતાં તેમને તેણે સેવા કરવાને વાસ્તે સ્થાપ્યાં હતાં, તેથી દરેકને પૂર્ણ સાક્ષાત્કાર સાથે લાગતું હતું કે તેની અને તેણીની વચ્ચે છુટા પડવાનું હતુંજ નહિ.

---

## પ્રકરણ ૧૦ મું.

---

## દિવ્ય બાળકનો તારક.

તે દિવ્ય બાળક જ્યારે લોકોને ઉપદેશ આપવાથી પરવારતો, ત્યારે એકલો બગીચામાં રહેતો હતો. શ્વેત સરોવરના તટપર નીચી વર્તુલાકારની આરસપહાણની બેઠક હતી. અને તે ઘાસપર ઘણીવાર પડી રહેતો, અને તેનું માથું તથા હાથ તે બેઠકપર રાખતો, અને પછી કલ્પના કર્યા કરતો હતો. તેની પાસે એક પુસ્તક હતું, પણ તે દુનિયાનાં બીજાં પુસ્તકો કરતાં તદ્દન જુદાજ પ્રકારનું હતું. તેમાં શબ્દો નહતા, અને તેના દરેક પાનાપર સંખ્યાબંધ એકજ મધ્યબિંદુવાળાં વર્તુલો હતાં.

એ બે વર્તુલ વચ્ચેની જગ્યાના ઘણા અસમાન ભાગો પાડવામાં આવ્યા હતા, અને દરેક વિભાગ રંગવામાં આવ્યો હતો.

દરેક પાનાપર જુદી જુદી આકૃતિ હતી અને તે ભેદનો આધાર વર્તુલોની સંખ્યા, વર્તુલના વિભાગો અને રંગપર રહ્યો હતો.

આ બધી આકૃતિઓ જીવતી હતી, કારણ કે દરેક આકૃતિ તન્હાને–વિશ્વવ્યાપી શક્તિઓને–છુટી કરવાની કુંચી રૂપ હતી.

આ શક્તિઓ સંગીતમાં મૂર્તિમંત હતી; અને દરેક આકૃતિ કોઈક છુપી રીતે સોનેટા અથવા સમસ્વરની પૂર્ણાકૃતિ હતી. વિશ્વવ્યાપી વિચાર જે સંગીતના આત્મા રૂપે હતો, તે પાંના ઉપરની આકૃતિમાં અમુક ચિન્હરૂપે પ્રકટ કરવામાં આવ્યો હતો. તેથી જ્યારે તે દિવ્ય બાળક દરેક ચિન્હ તરફ નજર કરતો, ત્યારે તે અવાજની વિશ્વવ્યાપી શક્તિઓને છુટી કરતો અને દરેક ભૂમિકા કે ઉપભૂમિકા અખિલ ધ્વનિમાં પોતાનો અવાજનો ભાગ આપતી હતી. સર્વ વસ્તુઓ–ખનીજ, છોડવાઓ, પશુઓ, મનુષ્યો, દેવો સર્વત્ર તે સંગીતમાં ભાગ લેવા લાગ્યા, અને જેમ સંગીત એક પછી એક વિષય ઉપર આગળ ચાલતું ગયું, તેમ દરેક પોતાનો તાર તેમાં ભેળવતું હતું. તે દિવ્ય બાળકને મન સંગીત પોતાના **તારક** ભણી જવાનો માર્ગ હતો. રાત્રિએ તેમજ દિવસે લોકોને શીખવતી વખતે કે ત્રણ બ્હેનોની સાથે હોય તે વખતે, અથવા તે અદ્ભુત કુમારિકાની સોડમાં હોય તે વખતે તે નિરંતર તારકનો વિચાર કરતો હતો. તેથી જ્યારે તે ઘાસપર પડયો હોય, અને તે પત્થરની બેઠક ઉપર તેનું માથું મૂકયું હોય, અને ખોળામાં પડેલી

ચોપડીને જોતો હોય તે વખતે મહાન્ દેવોનું સંગીત તેના તારક વિષે ભાન કરાવવા સંભળાતું હતું. પછી ઘણાને વાસ્તેની તેની પ્રકાશમય દયા એક પ્રત્યેના પ્રેમના ઝગઝગતા કિરણ રૂપ બની, અને તે પોતાના શરીરથી છૂટો પડયો અને આનંદમય ખુમારી સાથે તે પોતાના તારકભણી ચાલ્યો ગયો. આવો તે દિવ્ય બાળકનો સ્વભાવ છે.

**સમાપ્ત.**

# પ્રેમનું રહસ્ય.

બે મિત્રો વચ્ચેનો પ્રેમ જે પ્રમાણમાં શારીરિક સંબંધથી મુક્ત થઇ પવિત્ર બનતો જાય છે, તે પ્રમાણમાં તે પ્રેમ બે આત્માઓ વચ્ચે એક પ્રબળ સાંકળ રૂપે થાય છે. જીવાત્માના પ્રતિનિધિરૂપ ભૂતાત્માઓ સ્થૂલભુવન ઉપર એક બીજા પ્રત્યે ગમે તે રીતે વર્તે, તોપણ આવી સાંકળ એકવાર જોડાયા પછી કદી તૂટતી નથી. બન્ને આત્માઓ વચ્ચે થોડા સમયને માટે કદાપિ પ્રેમ છુપાઇ જાય, કર્મ એક અથવા બન્નેને અસર કરે અને ટુંક સમયને માટે બન્ને વચ્ચે પ્રેમ શૂન્યતાની દીવાલ ઉભી થાય, એમ પણ બને કે ત્રણ કે ચાર જન્મ સુધી તે બન્ને આત્માઓ ભેગા પણ ન થાય, પણ એકવાર બંધાયેલી પ્રીતિની સાંકળ ટકયાજ કરે છે. જો એક આત્મા બીજા આત્માભણી પ્રવાહ મોકલતો હોય તો આ બધો વખત તે સાંકળ પ્રબળ થતી જાય છે.

ભૂતાત્માઓને શું થાય છે, તે ઉપર નહિ, પણ જીવાત્માઓને શું થાય છે, તે ઉપર આ પ્રેમના ચાલુપણાનો આધાર છે. જો બેમાંથી એક પણ પોતાના મિત્ર પ્રત્યે પ્રેમ વ્હેવરાવતો રહે, તો અરસ્પરસનો પ્રેમ પ્રબળ થતો જાય છે. કારણ કે આત્મા આત્માનેજ જવાબ આપે છે.

આ મુખ્ય બાબત સમજવાની જરૂર છે. જે કોઈ ચાહી શકે તે તેટલા સમય માટે ધન્યવાદને પાત્ર છે. પણ તેણે યાદ રાખવું જોઇએ કે તેની લાગણી અને વિચારનો જે ભાગ બદલાની આશા સિવાય **આપવાને** તૈયાર થાય છે, તેજ **પ્રેમ** છે. મારો મિત્ર મને પૂરતી રીતે ચ્હાતો નથી, એવો વિચાર કરી જે દુઃખી થાય છે, તે તેના મિત્રને ચ્હાતો નથી. તે તેના મિત્ર પાસેથી લેવા માગે છે અને લેવું તે પ્રેમ નથી.

પ્રેમની શરૂઆતમાં આપણી લાગણીઓમાં ખરો પ્રમ અને પ્રેમના બદલાની ઇચ્છા બન્ને હોય છે. ધીમે ધીમે આપણો આધ્યાત્મિક સ્વભાવ ભૂતાત્માપર સત્તા ચલાવે છે, અને તેને લેવાના તત્ત્વોથી દૂર રહેવા સૂચવે છે, અને આપવામાંજ પરમસુખ છે, એમ સૂચવી આપણને આપવા ભણી દોરે છે. પણ ભૂતાત્માને ઘણી જીંદગીઓથી આપવા કરતાં લેવાની ટેવના સંસ્કાર વિશેષ હોવાથી જ્યારે પ્રેમની કદર બુઝવામાં આવતી નથી, અથવા પ્રેમને સ્વીકારવામાં આવતો નથી, ત્યારે જે દુઃખ થાય છે તે ભૂતાત્માને સાલે છે. પણ આપણે તો ગમે તે ભોગે પ્રભુનો પ્રકાશ ફેલાવનારા પ્રબળ મધ્યબિન્દુઓ બનવાનું છે. માટે ભૂતાત્માને દુઃખ થાય તો

પણ આપણ તો ચાહ્યાંજ કરવું જોઇએ. જીવાત્માતો એકજ રીતે ચાહી શકે, અને તેનું ચાહવું પવિત્ર અર્પણતામાં સમાચેલું છે. પ્રેમનો પ્રત્યુત્તર ન મળે તો પણ જીવાત્માને કદી દુઃખ થતું નથી. ફક્ત ભૂતાત્માને દુઃખ થાય છે, અને તેથી તે શોકાતુર બને છે.

આપણે જેને ચ્હાતા હોઇએ તેને આપણો પ્રેમ પૂર્ણ સ્વતંત્રતા આપે છે. આપણને ન ચહાવાની પણ સ્વતંત્રતા આપે છે. ખરો પ્રેમ એટલે સદાની અર્પણતા અને સેવા. જે ખરી રીતે ચાહે છે, તે પોતાને થતાં દુઃખને પોતાના ઉપર સત્તા ચલાવવા દેતો નથી, તેમ દુઃખના કારણે પોતાના પ્રેમને ઓછો થવા દેતો નથી. પ્રેમ કરવો એટલે પ્રભુએ આપેલી અદ્‌ભુત બક્ષીસ સાથે જગતમાં વિચરવું. બદલાની છૂપી ઇચ્છાને તેમાં મૂકીને તે અદ્‌ભુત બક્ષીસને ઓછી કરવી કે બગાડવી નહિ. પ્રેમ કરવો તે, પ્રભુ તરફ પાછા વળવાનું —નિવૃત્તિ માર્ગનું પ્રથમ પગથિયું છે.



# વાંચવા લાયક ઉપયોગી પુસ્તકો.

| | | |
|---|---|---|
| ૧ | દિવ્ય જીવન | ૧—૦—૦ |
| ૨ | થીઓસોફી લેખ-માળા | ૧—૦—૦ |
| ૩ | સંયમ સામ્રાજ્ય | ૦—૬—૦ |
| ૪ | ભગવદ્‌ગીતા અધ્યયન | ૦—૧૨—૦ |
| ૫ | ઉચ્ચજીવનના નિયમો | ૦—૮—૦ |
| ૬ | શ્રી બુદ્ધ ચરિત્ર | ૦—૧૦—૦ |
| ૭ | ભક્તિ યોગ | ૦—૬—૦ |
| ૮ | શિક્ષા વિના શિક્ષણ | ૦—૨—૦ |
| ૯ | પ્રભુને નામે | ૦—૩—૦ |
| ૧૦ | શ્રદ્ધા એજ જીવન | ૦—૪—૦ |
| ૧૧ | આદર્શ પુરૂષ | ૦—૬—૦ |
| ૧૨ | પ્રેમ | ૦—૨—૦ |
| ૧૩ | ગૃહજીવનની અસર | ૦—૪—૦ |
| ૧૪ | બાળરક્ષણ | ૦—૨—૦ |
| ૧૫ | માબાપનું કર્તવ્ય | ૦—૨—૦ |
| ૧૬ | થીઓસોફી અને કેળવણી | ૦—૨—૦ |
| ૧૭ | તારક સંદેશ | ૦—૩—૦ |
| ૧૮ | થીઓસોફીના મૂળતત્ત્વો | ૦—૫—૦ |
| ૧૯ | જગદ્‌ગુરૂના આગમનની તૈયારી | ૦—૨—૦ |
| ૨૦ | જગદ્‌ગુરૂનું વિશ્વમાં સ્થાન | ૦—૧—૦ |
| ૨૧ | મનુષ્યનું ભવિષ્ય પોતાના હાથમાં | ૦—૧—૦ |
| ૨૨ | યોગમાર્ગનો ભોમિયો | ૦—૧—૦ |
| ૨૩ | આત્મ નિરીક્ષણ | ૦—૧—૦ |
| ૨૪ | મહાત્માનું હૃદય | ૦—૧—૦ |
| ૨૫ | શાંતિનું સ્થળ | ૦—૧—૦ |
| ૨૬ | શ્રી ગુરૂ ચરણે | ૦—૧—૦ |

મળવાનું ઠેકાણું:—

**મણીલાલ નથુભાઈ દોશી.** બી. એ.

રતનપોળ—**અમદાવાદ.**